# सद्बोध वार्त्तावली.



સંગ્રહકર્ત્તા

## નારાયણ હેમચંદ્ર.

" When truth in closest words shall fail,
Then truth embodied in a tale
Will enter in at lowly doors,—"

ગીતિ.

શુષ્ક અલ્પ શબ્દોએ કર્યો બોધ વ્યર્થ થાયછે જ્યહારે,
રસિક કથા મૂર્ત્તિ ધરી સરળ બુદ્ધિમાંહિં જાય છે ત્યહારે.



મુંબઈ

"નિર્ણય-સાગર" છાપખાનામાં છાપી.



સને ૧૮૮૭.

# उत्सर्ग.

## ભક્તિભાજન મનઃસુખરામ સૂર્યરામ.

મહાશય !

કૃતજ્ઞતાના ચિન્હ સ્વરૂપ આ સામાન્ય સદ્-બોધવાર્ત્તાવળી આપના કરકમલમાં અર્પણ કરી. આપને ઉપહાર આપવા યોગ્ય વસ્તુ મ્હારી પાસે કંઇજ નથી, તોપણ આટલો ભરૂસો છે કે સુદામાના મુઠી તાન્દૂલ આન્તરિક ભક્તિના ચિન્હ સ્વરૂપ ભગવાન્ શ્રીકૃષ્ણે આગ્રહની-સાથે ગ્રહણ કર્યા હતા. તેમ હું પણ અકૃત્રિમ ભક્તિથી પ્રણોદિત થઇને આ સામાન્ય પુસ્તક આપને ઉપહાર આપુંછું તે સ્વીકારશો.

મુંબઈ
તા. ૧ જુલાઈ ૧૮૮૭.

આપનો સ્નેહાકાંક્ષી
**નારાયણ હેમચંદ્ર.**

# પ્રસ્તાવના.

નીરસ ઉપદેશ માનવ હૃદયના મર્મને સ્પર્શ કરી સકે એમ સદૈવ બનતું નથી. રાત્રદિવસ મનુષ્યને પકડી રાખીને ધર્મોપદેશ સંભળાવ્યાથી ઉલટો ધીરે ધીરે વિરક્ત થઈ જાયછે. પુષ્કળ માણસોને "ધર્મ" નામના ઉપર સાધારણતઃ એક જાતનો વિદ્વેષ અને વિતૃષ્ણા જોવામાં આવેછે. ધર્મપુસ્તકો ઘણાં કારણોથી સાધારણ વાંચનારને પ્રિય હોતાં નથી એ સમાજની શોચનીય અવસ્થા છે, હેમાં કાંઇપણ સંદેહ જણાતો નથી; પરંતુ આ અવસ્થાને સુધારવાને પ્રત્યક્ષ ભાવે કરવાનો યત્ન કર્યાથી પણ સફલ થવાની જેટલી જોઇએ તેટલી આશા રખાતી નથી. જેનાથી મનુષ્યનું મન સ્હેલાઈથી ખેંચાય, હેવી રીતે ધર્મરાજ્યનાં સત્ય પ્રેરણ કરવાં જોઇએ. સુંદર વાર્ત્તા, કાવ્ય તથા કાહુણીની મોહની શક્તિમાં સત્ય અને સદુપદેશ વાંચનારના હૃદયમાં દૃઢ રૂપથી અંકિત કરી સકાયછે. એ ધારણાથી અને સ્વદેશની નૈતિક અવસ્થાની ઉન્નતિ થાય હેવા ઇરાદાથી "સદ્બોધવાર્ત્તાવળી" જનસમાજમાં પ્રકાશિત કરવામાં આવી છે.

પુષ્કળ ગુર્જર ભાષા-હિતૈષી વાંચનારાઓની પાસેથી હાવી ખેદકારક વાત ઘણી વખતે સાંભળવામાં આવેછે કે આપણું દેશીય સાહિત્ય સુપાઠ્ય નૈતિક પુસ્તકાવળીનું જેટલું જોઈએ તેટલું ગૌરવ કરી સકતું નથી.

શોધ કર્યાથી પણ હેવાં પાંચ છ પુસ્તકો મળવાં કઠણ પડેછે કે જે પુરૂષ અને સ્ત્રી બંનેના હાથમાં નિઃસંકોચ થી આપી સકાય. આ સર્વેથી મ્હોટો અભાવ કેટલેક અંશે દૂર કરવાને માટે સુરૂચિસંપન્ન વાતો એકઠી કર વામાં આવીછે. વિશ્રામ તથા અવકાશની વેળાએ મન જ્યહારે ગંભીર વિષયનો રસાસ્વાદ કરવામાં આગ્રહાન્વિત થતું નથી, ત્યહારે સદ્‌બોધવાર્ત્તાવળીના જેવાં પુસ્તક અવસન્ન વાંચનારનું ચિત્ત રંજન કરશે. એથી હિતકારી તેમ પણ મનોહારી વાર્ત્તા દાખલ કરવામાં આવીછે. વિશેષ સમયે કોઈ વિશેષભાવવાળા માણસની દૃષ્ટિએ કોઇ કોઇ સુંદર દૃષ્ટાંત પડયાથી ચિંતાનો સ્રોત સન્માર્ગે પ્રવૃત્ત કરે છે, હેવી આકાશ રવી એ અન્યાયની આશા નથી.

બીજી "વાર્ત્તાની ચોપડી" થી સદ્‌બોધવાર્ત્તાવળીમાં પ્રભેદ એ છે કે, આ સર્વ વાર્ત્તા ઘણી ખરી સત્ય છે, અસંભવ કલ્પના કંઈજ નથી. સદ્‌બોધવાર્ત્તાવળીની અધિકાંશ વાર્ત્તા ચોતરફથી લેવામાં આવીછે. પુષ્કળ બંગાલી વાર્ત્તાનાં પુસ્તકો, ન્યૂસપેપર અને માસિકપત્રે મ્હને ઘણી સહાયતા આપીછે.

મુંબઇ,
તા૰ ૧ જુલાઇ સન ૧૮૮૭. } નારાયણ હેમચંદ્ર.

૩૦૭૭

# सद्बोध वार्त्तावळी.



૧

## જીવનનું પરિવર્ત્તન.

### બિલ્વમંગલ.

બિલ્વમંગલ એક બ્રાહ્મણનો છોકરો હતો. તે જુવાનીમાં ઘણો વિષયાસક્ત હતો. એક દિવસે ત્હેના બાપનું શ્રાદ્ધ હતું, અને ઘોરતર તુફાન થતું હતું તથા વૃષ્ટિ તો થતી હતી તે વેળાએ કોઇપણ માણસ ઘરની બ્હાર્ નીકળવાને ડરે એમ હતું. હાવી વખતે પણ તે દુષ્ક્રિયાસક્ત યુવકનું ચિત્ત ધૈર્યાવલંબન કરી સકયું નહિં. તે અંધારી રાતે મુડદાને લાકડું સમઝીને એક નદી પાર થઇને પોતાની ગણિકાના ઘરની પાસે ગયો, ઘરનો દરવાજો બંધ હતો. એક સાપ દરવાજા ઉપરના દરમાં મ્હોં રાખીને લટકતો દીઠો, તે દોરડું સમઝીને ત્હેને-આધારે બિલ્વમંગલ ઘર ઉપર ચઢચો. હાવી વખતે અને હાવી રીતે ત્હેને આવતો જોઇને તે દુરાચારિણીને

પણ ધિક્કાર ઉપજ્યો. તેથી તે બોલી "આહા! ત્હમને ધિક્કાર છે ત્હમે જો આટલા આગ્રહની સાથે ભગવાનની ભક્તિ કરી હોત તો આટલા દિવસમાં ત્હમે સિદ્ધિ મેળવી હોત." આ ધિક્કારવાળાં વાક્ય ગુરૂપદેશ પ્રમાણે બિલ્વમંગલના પ્રાણમાં વિદ્ધ થયાં. તરત ત્હેના મનમાં વૈરાગ્ય ઉત્પન્ન થયો. ત્હેણે સંસારનો ત્યાગ કરીને વૈરાગ્ય અવલંબન કર્યો અને તીર્થ યાત્રા કરવાનું નક્કી કર્યું. થોડા દિવસ પછી એક દાહાડે બિલ્વમંગલ વૃન્દાવનની તરફ જતો તો તે એક ગામના સરોવરની પાસે એક ઝાડની નીચે બેશીને થાક ખાતો હતો. હેવી વખતે કોઇ વ્હેપારીની બાયડી પાણી ભરવાને માટે સરોવર ઉપર આવી. તે બાયડી ઘણી રૂપવાન હતી. એક વખત મન પાપાસક્ત રહેવાથી કહેલું ભયાનક ફલ થાયછે! હૃદય મનને અપવિત્રતાના ઝેરમાં હેવી રીતે ઝેરી કરી નાંખે છે કે, હાવા વૈરાગ્યવાળા મનને પણ ફરી અપવિત્ર ભાવનો ઉદય કરાવેછે. સ્ત્રી પાણી ભરીને જવા લાગી. ત્હેની પછવાડે પછવાડે બિલ્વમંગલ જઇને વ્હેપારીના દરવાજા આગળ ઉભો રહ્યો. વ્હેપારીએ વેશધારી-વૈરાગી બિલ્વમંગલને જોઇને માનપૂર્વક પૂછયું "પ્રભો! ત્હમે દરવાજા ઉપર શા માટે ઉભા છો?" ત્હેણે કહ્યું "આપની પત્નીને એકવાર જોવા ઇચ્છું છું. વ્હેપારિયે પત્નીને વસ્ત્રાલંકારથી સુસજ્જિત કરીને બોલાવી. બ્રાહ્મણે બે સોય મંગાવીને તે સ્ત્રીને આ-

પીને કહ્યું "માતા ! ત્હમે આ સોય મ્હારી બન્ને આં-ખ્યમાં ભોકીને આ પાપી નજરને એકીવારે દૂર કરી નાંખો. મ્હેં ત્હમારા પવિત્ર મ્હોં ઉપર પાપીની પેઠે નજર કરી છે; આ આંખ્ય હવે રાખીશ નહિં." ઘણી અરજ કર્યાં પછી વ્હેપારીની પત્નીએ તે પ્રમાણે કર્યું. બિલ્વમં-ગલ ત્યહારથી આંધળો થઈને અસહ્ય યંત્રણા સહન ક-રવા લાગ્યો. પરમેશ્વરના ઉપર જેનો એક વખત પ્રાણ લાગ્યો છે, તે પુરૂષને પાપનું કામ કરવું તો બાજુએ રહ્યું પણ એક પાપનો વિચાર પણ જો ત્હેના અન્તર-માં ઉદિત થાય તો તે તપેલા લોઢાના શળિયાની પેઠે પ્રાણને વિંધી નાંખેછે. તે વાત હાની જોડે સરખાવતા એક સામાન્ય શળિયાથી બન્ને આંખ્યને વિંધવી એ કં-ઇજ નથી.



## તુલસીદાસ.

તુલસીદાસ બ્રાહ્મણનો છોકરો હતો. તે યોગ્ય ઉમ્મરે પરણ્યો હતો. તે સંસારની મોહની માયામાં બદ્ધ થઇ-ને સ્ત્રીને ઘણો વ્હાલો હતો; સર્વદા સ્ત્રીની સાથેને સાથે રહેતો હતો. સ્ત્રીનો સર્વસ્વ થઇ પડયો હતો, જ્યહાં પો-તાની સ્ત્રીની વાત થતી હોય ત્યહાંથી તે ઉઠતો નહોતો. સર્વદા ત્હેનેજ જોયાં કરતો. તે એક ઘડીપણ સ્ત્રીનો સંગ છાડતો નહોતો, જ્યહાં સ્ત્રી જતી હતી ત્યહાં તુલસી-

દાસ પણ જતો હતો. એક સમય ત્હેની સાસુ માંદી પડવાને લીધે સ્ત્રીને પિયરમાંથી માણસ બોલાવા આવ્યો. પરંતુ ત્હેણે પિયરમાં જવાની સ્ત્રીને પરવાનગી આપી નહિં. તે વેળાએ માણસ પાછો ગયો, ફરીથી સસરાના ઘરમાંથી માણસ બોલાવા આવ્યો. તુલસીદાસ સ્ત્રીને મોકલવાને રાજી થયો નહિં. અંતે જ્યહારે ઘણીવાર માણસો ઉપરા ઉપરી આવ્યા, ત્યહારે ત્હેને જવાની લાચારીથી રજા આપી. ત્હેની સ્ત્રી પિયરમાં જવા નીકળી પણ તુલસીદાસને ચેન પડચું નહિં. તેથી ત્હેની પછવાડે પછવાડે જવા લાગ્યો. સ્ત્રીની પુંઠ કોઇ રીતે છોડી નહિં. લજ્જાશીલા સ્ત્રી તે વેળાએ ઘણી વિરક્ત થઇને સ્વામીને તિરસ્કાર કરવા લાગી, અને બોલી "ધિક્કાર છે. હજારોવાર ધિક્કાર છે. કહેવું નિર્લજપણું અને જંગલીપણું સ્ત્રીનો છેડો પકડીને ફરોછો હેથી શું લજ્જા આવતી નથી? લોકો મશ્કેરી કરેછે, ધિક્કારેછે તોપણ શરમ આવતી નથી? હાના કરતાં ફાંસો ખાઇને મરવું ઠીક છે. જો ત્હમે ઇશ્વરને માટે હાવી રીતે વ્યાકુલ હોત તો શું નું શું ફલ મળત?" સ્ત્રીની કનેથી હાવી ભત્સૅના સાંભળીને તુલસીદાસને જ્ઞાન ઉપજ્યું. પોતાના પંડને ધિક્કારવા લાગ્યો. તરત ત્હેણે ગાડીનો પીછો છોડચો, પરંતુ તે ત્યહાંથી ઘેર ગયો નહિં! સ્ત્રીની કનેથી શું સાંભળ્યું હતું? "જો ત્હમે ઈશ્વરને માટે હાવી રીતે વ્યાકુલ હોત તો શું નું શું ફલ મલત?" કોણ હવે ત્હેને પાછો ઘેર

ફેરવે ? ભગવાન્ કોનો ક્હેવી રીતે ઉદ્ધાર કરેછે તે કોણ જાણેછે ? ઘોર સંસારી, બાયડી વિના ચેન નહિં પડનાર તુલસીદાસ આજ વૈરાગી થયો! "ક્ય્હાં ઇશ્વર છે" એ બોલતો બોલતો ત્હેની શોધમાં પ્રવૃત્ત થયો. ભગવાન્ હેવો દયાળું છે કે એકવાર વ્યાકુલ થઇને બોલાવે તો ત્હેના ઉપર દયા કર્યા શિવાય રહેતો નથી. તુલસીદાસ પોતાના ઇષ્ટદેવને મેળવીને કૃતાર્થ થયો.



## લાલા બાબુનો વૈરાગ્ય.

બંગાલમાં લાલા બાબુ નામનો એક ધનવાન રહેતો હતો. ત્હેના વિશે લોકોમાં કહેવાયછે કે તે જ્ય્હારે અતુલ ઐશ્વર્યથી ભરપૂર હતો, ત્ય્હારે સ્ત્રી અને કુટુંબ કબીલામાં ઘેરાઇને રહેલો હતો, હેવી ઉત્તમ અવસ્થામાં એક દિવસે બપોરે એક માછણ ત્હેના ઘરમાં આવીને જલદીથી કહેવા લાગી "મ્હારી માછલીના પૈસા આપો, વખત થઇ ગયો છે, પાર થવું છે." લાલા બાબુએ આ વાત સાંભળી. માછણની વાતથી અકસ્માત્ ત્હેના પ્રાણમાં એક અપૂર્વભાવનો ઉદય થયો! તીક્ષ્ણ બાણની પેઠે તે વાત ત્હેના પ્રાણમાં લાગી. ત્હેણે વિચાર કર્યો. "વખત થઇ ગયો છે, પાર થવું છે! ખરી વાત કહી! મ્હારે પણ આ ભવસંસારમાંથી પાર થવું પડશે, ત્હેને માટે મ્હેં શું

કર્યું છે? મ્હારે પણ પાર થવું પડશે?” હાવો વિચાર કરીને તે પોતાની વિષયસંપત્તિ છોડી દઇને અતિ દીન વેશથી દેવાર્ચ્ચનાને માટે વૃન્દાવનમાં ગયો. ત્યહાં સંન્યાસીની પેડે રહીને પોતાના ઇષ્ટદેવતાની અર્ચનામાં લાગ્યો અને પરમાનંદથી દિવસ ગાળવા લાગ્યો.

આપણા દેશનાં ધનવાનોએ હાના ઉપરથી ઉપદેશ લેવો કે ઐશ્વર્યથી જો સુખશાંતિ મળતી હોત તો લાલા બાબુ પોતાનું પુષ્કલ ધન અને પાર્થિવ સુખ અતિ અસાર અને તુચ્છ જાણીને ધર્મની શાંતિ મેળવવાને માટે પોતે ફકિર થાત નહિં. કેવળ લાલા બાબુજ નહિં પણ બીજાં ઘણાં માણસોએ સંસારનું ધન ઐશ્વર્ય વગેરેને અતિ અસાર અને અપદાર્થ જાણીને નિત્ય નિર્મળ અને અક્ષય આનંદ ભોગવવાને માટે ધર્મનો આશ્રય પકડયો છે.



## રૂપ ગોસ્વામી.

રૂપ ગોસ્વામી ગૌડના નવાબનો મુસલમાન વજીર હતો. તે એક વખતે અંધારી રાતે મ્હોટાં તુફાનમાં અને વરસાદમાં નવાબના કામને માટે કોઈ જગાપર જતો હતો. જ્યહારે તે એક ભંગીના ઘરની પાસે આવ્યો, ત્યહારે ભંગિયાણીએ શબ્દ સાંભળીને સ્વામીને પૂછયું કે “ હાવી

અંધારી રાતે અને મુસળધાર વરસાદમાં કોણ જતું હશે?" ભંગીએ કહ્યું "કુતરાં શિવાય બીજો કોણ જાય?" ભંગિયાણીએ કહ્યું "હાવી રાતે કુતરાં પણ ઘરમાંથી બ્હાર નિકળતાં નથી, કોઇ પૈસાદારનો ચાકર હશે." ભંગિયાણીની વાતથી વજીર સાવચેત થયો. સામાન્ય અર્થને માટે તુચ્છ રાજગૌરવનાં લોભથી મનુષ્ય થઈને પશુ કરતાં પણ અધમ વૃત્તિ અવલંબન કરીને જીવું છું; આ વિચારથી ત્હેના મનમાં ઘણો ક્લેશ ઉપજ્યો, અનંત જીવનનો વિચાર વિસારી દઇને આ લોકની સમૃદ્ધિને માટે મન પ્રાણ લગાડી રાખ્યાં છે. એ વિચારથી ત્હેનું ત્હ્રદય દગ્ધ થવા લાગ્યું. તરત ત્હેણે સંકલ્પ કર્યો કે અનંત જીવન મેળવવાને માટે સર્વસ્વ છોડીશ. હાવી રીતે નક્કી કરીને ચૈતન્ય સંપ્રદાયનો વૈરાગી થયો. અમે સંસારના કીડા થઇને રહ્યા, અમાશમાં વૈરાગ્યનો ઉદય થયો નહિં.

---

## આશ્ચર્યકારક ફેરફાર.

અમેરિકાનો એક આબરૂદાર માણસ એક દાહાડે ખલાસીઓની પ્રાર્થનાસભામાં જતો હતો. ઘણા જાણતા હશે કે અમેરિકાનાં ખલાસીઓ ઘણાખરા ખરાબ ચાલના હોયછે. જે રસ્તા ઉપરથી તે જતો હતો ત્યહાં એક ઘરના દરવાજા ઉપર એક ખલાસી ઉભો રહેલો

જોયો. ખલાસી ખુશીથી ચીરૂટ પીતો હતો. પેલો ભલો માણસ ત્હેની પાસે જઈને કહેવા લાગ્યો "ભાઇ! ઉપાસનાલયમાં ખલાસીઓની એક પ્રાર્થનાસભા થાયછે, ત્યહાં શું ત્હમે જશો?" ત્હેણે ધિક્કારની સાથે માથું હલાવ્યું! તેથી પેલો ભલો માણસ શરમાયો નહિં અને પાછો બોલવા લાગ્યો "ભાઇ! હું ત્હમને કંટાળો આપું છું, મ્હને માફ કરજો. દૂરથી ત્હમારૂં મ્હો જોઇને મ્હને જણાયું કે ત્હમે આ સંસારમાં ઘણું દુ:ખ સહન કરો-છો, ત્હમારી શું મા નથી?" આ સવાલ સાંભળતાંજ તે માણસના ત્હૃદયમાં જાણે એકદમ ધા લાગ્યો હોયની,તેમ મ્હો ઉંચું કરીને એક નજરથી થોડો વખત સુધી ત્હેના મ્હોં સામું જોયું. પેલાએ પાછું કહ્યું "મનમાં લાવો કે, જો ત્હમારી મા ત્હમારી આગળ હોત તો તે ત્હમને કહેવી સલાહ આપત." પેલો ખલાસી હવે સહન કરી સક્યો નહિં ને એકદમ રડી પડ્યો. ત્હેના મનનો જુસ્સો રોકતાં કેટલોકવખત ગયો. ત્યહારપછી ત્હેણે આંખો લોઇને કહ્યું "ચાલો જઇયે." એટલું બોલીને તે માણસની સાથે પ્રાર્થનામંદીરમાં જઇને ઘણી ખુશીથી બેઠો.

મરણ પામેલી માનું મધુર નામ યાદ કરીને હાવી-રીતે કેટલા સખ્ત હૈડાંના માણસો પીગળ્યાછે અને ધર્મ-ની તરફ ખેંચાયા છે તેની સંખ્યા ગણાઇ સકાતી નથી. "મા" નામની મધુરતા ઓરજ છે.



# નાસ્તિકોનું એકદમ બદલાવું.

અમેરિકામાં બે નાસ્તિક રહેતા હતા ધર્મસંબંધી દરેક વાત ઉપર હસવું અને મશ્કરી કરવી એ તેઓનું દરરોજનું કામ હતું. બન્ને નાસ્તિકમાંના એક જણનું મન એકાએક પરિવર્તિત થયું તે પોતાના આત્માને વિશે તથા પાપ પુણ્યને વિશે વિચાર કરવાનો આરંભ કરવા લાગ્યો અને ઈશ્વરને શરણાપન્ન થયો, તેથી બીજો માણસ ઘણો અફસોસ કરવા લાગ્યો. એક દિવસે વિશ્વાસી બંધુ નાસ્તિક બંધુની પાસે ગયો નાસ્તિક બંધુ કહેવા લાગ્યો "હાય કહેવો ખેદનો વિષય છે! ત્હમારી પણ મતિમાં ભ્રમ પડ્યો. મ્હેં વિચાર કર્યો હતો કે ત્હમે બુદ્ધિવાન્ છો અને ત્હમે કદી દુર્બલતા પ્રકાશ કરશો નહિં." તે સાંભળીને આસ્તિક મિત્રે કહ્યું "તે વાત હાલ પડતી મૂકો, હું ઘણો વિપદ્‌માં પડવાને લીધે ત્હમારી પાસે આવ્યો છું હું આજ કેટલાક દિવસથી ઘણો કલેશ ભોગવું છું. કેટલીક રાત્ય સુધી મ્હને ઊંઘ આવતી નથી. ત્હમે જો મ્હારા મિત્ર હો તો મ્હને આ દુ:ખમાંથી છોડવો"- નાસ્તિક મિત્રે ઉત્સુકતાથી પૂછ્યું "શું થયું છે?" ત્હેણે જવાબ દીધો છ વર્ષ ઉપર એક દિવસે ત્હમારા ઢોરનાં ટોળામાંની ચાર ભેંશ એકાએક મ્હારી ભેંશમાં આવી હતી. મ્હેં ત્હેના ઉપર ત્હમારી નીશાની જોઇ. હું હતભાગ્ય કે ત્હમારી ભેંશોના લોભમાં લોભાઇને મ્હેં તે

નીશાની ભુસાડીને મ્હારી પોતાની નીશાની ત્હેના ઉપર કરી અને તે ચાર ભેંશને મ્હારા ટોળામાં મેળવી દીધી. તે ભેંશ હવે મ્હારી પાસે નથી. ત્હેનાં બચ્ચાં પણ નથી, હવે કહું શું? ત્હમને જો યાદ હોય તો તે ચાર ભેંશની કીંમત આંકીને અને ચાર વર્ષની આમદાની મેળવીને ત્હેના જે રૂપિયા થતા હોય તે મ્હારી પાસેથી લ્યો. મિત્ર હસીને બોલ્યો "હવે ત્હેના રૂપિયા હું શું લઊં મ્હારી ચાર ભેંશ લીધી છે તો ત્હેમાં શું થયું? હવે ત્હમને ત્હેની કીંમત આપવી પડશે નહિં." આસ્તિકે કહ્યું ત્હમે જો કીંમત નહિ લ્યો તો મ્હારૂં ખાવાનું અને ઊંઘ જતી રહેશે. ત્હમે લેશો તો યંત્રણાથી છુટો થઇશ. નહિં લ્યો તો મ્હારી રક્ષા થનાર નથી." ત્હેનો અનુતાપ, ત્હેનો ભાવ, અને ચરિત્રનું પરિવર્તન જોઇને તે નાસ્તિકનું ચિત્ત પરિવર્ત્તિત થયું. ત્હેની પોતાની નિકૃષ્ટતા મનમાં આવી તેથી પ્રાણ વ્યાકુલ થઇ ગયો. તે અસહિષ્ણુ થઇને બોલ્યો "ભાઇ મ્હારી દરેક ભેંશની કીંમત આટલી હતી. ત્હમે હેના ઉપર વ્યાજ આટલું આપો અને જલદીથી અહિંયાંથી જતા રહો." એ દિવસથી તે માણસનું પણ ચિત્ત પરિવર્તિત થયું.



# નવું જીવન.

એક પ્રતિષ્ઠિત માણસનું ઘણું ધન હતું. ઐશ્વર્ય હોવાને લીધે મનુષ્યનું મન સ્વભાવતઃ જે તરફ દોડે છે ત્હેનું તે તરફ મન દોડતું હતું. ત્હેણે ધર્મને નામે અધર્મના સ્રોતમાં પોતાના શરીરને તણાવ્યું હતું. પશુના જેવી પ્રવૃત્તિના સ્રોતમાં તણાતો હતો. એક દિવસે તે પોતાના બગીચામાં ફરવા ગયો હતો ત્યહાં એક ખુણા ઉપર એક ઝુપડી વરસાદ અને તુફાન સહન કરીને અચલ ઉભી રહેલી હતી. તે તરફ ફરતો ફરતો ત્યહાં પ્હોચ્યો. ઝુપડીમાં રહેનારાની હાલત ઘણી ખરાબ હતી; પરંતુ ગરીબ હોવા છતાં તે સુખી હતો. જીર્ણ દીન ઝુપડીની પાસે આવતાં તે પ્રતિષ્ઠિત માણસના કાનમાં એક મ્હોટો અવાજ પડ્યો તે અવાજ સાંભળીને ચમક્યો. તે શબ્દ કોનો છે અને ક્યહાંથી આવેછે તે જાણવાને માટે ઉત્કંઠિત ચિત્તથી તે ઝુપડીની ઉઘાડી બારીની પાસે જઇને ઉભો રહ્યો. ગૃહસ્થ તે વેળાએ પોતાના કુટુંબને લઇને ઈશ્વરની ઉપાસના કરતો હતો. ધીરે ધીરે તે અસ્ફુટ સ્વર સ્પષ્ટ સંભળાયો. ત્હેની કરૂણા જનક પ્રાર્થનાએ ધનવાનના કઠોર પ્રાણને અનુપ્રાણિત કર્યા.–શુષ્ક, નીરસ જીવનમાં અમૃત સંજીવની શક્તિ નાંખી. તે વિચાર કરવા લાગ્યો “હાય ! જેને એક મુઠી અનાજ મળવાની પંચાત છે, મ્હેનત મજુરી ક-

રીને અથવા ભીખ માગીને જે પોતાનો ગુજારો કરેછે, અને કુટુંબનું પોષણ કરેછે–તે કહેવો સુખી છે! હું ધનવાન છું–જે કંઈ જોઇયે છિયે તે તરત મળેછે, જે ઇચ્છા કરૂં છું તે સર્વ પૂર્ણ થાયછે; પરંતુ જે'ણે મ્હને ઉત્પન્ન કર્યો છે, ત્હેની કરૂણાની વાતનો તો હું કંઇપણ વિચાર કરતો નથી! ત્હેણે મ્હને ઘણો પૈસો આપ્યો છે. હું ત્હેમાંથી સોમાં-નો એક ભાગ પણ ગરીબોને આપતો નથી. હું સંસા-રના મોહ પ્રલોભનને વશીભૂત થઇને સ્વાર્થનો દાસ થઇ રહ્યોછું. તેથી હું ઈશ્વરની કરૂણાનો કેમ અનુભવ કરી સકું? હવે હું પ્રલોભનની માયામાં ભોળાવાનો નથી. ઈશ્વરને ભૂલી જઇને પ્રવૃત્તિનાં સ્રોતમાં તણાઇશ નહિં. સંસારની તથા પારકાની સેવા બજાવીશ,–પારકાનું ભલું કરવાનો યત્ન કરીશ." ખરેખર આ બનાવથીજ ત્હેના જીવનનો શુભ દિવસ ઉદય થયો.



## નાસ્તિકનું આશ્ચર્યકારક બદલાવું.

એક પ્રખ્યાત નાસ્તિકે પોતાના પુસ્તકાલયના ભીત ઉ-પર "God is no-where," અર્થાત્ "પરમેશ્વર ક્યહાં પણ નથી". હાવું એક તકતામાં લખી મૂકયું હતું. ત્હેના એક સરળ મનના છોકરાએ પિતાના પુસ્તકાલયમાં જઇને ઉપરનું લખેલું હાવી રીતે વાંચ્યું:–" G, o, d,

God; i, s, is; n, o, w, now; h, e, r, e, here God is now here! અર્થાત્ પરમેશ્વર અહિંજ હાલ છે!" બાળકના મ્હોએ આ વાત સાંભળીને નાસ્તિક પિતાનો. અવિશ્વાસ જતો રહ્યો. પરમેશ્વર કહેવા એક સામાન્ય બનાવથી પોતાની મંગળ ઇચ્છા પૂર્ણ કરેછે! વિજ્ઞાન, દર્શન જે કરી દેખાડતું નથી તે વખતે વખત સામાન્ય બાળકની વાતથી તે પૂર્ણ કરેછે.



## શું કર્યાથી શું નિપજે છે?

એક વખતે રેવરેંડ વિલિયમ ટેનાંટે એક અવિશ્વાસીને ખ્રિસ્તી ધર્મ ઉપર વિશ્વાસ લાવવાને માટે ઘણી મ્હેનત કરીને એક ભાષણ તૈયાર કર્યું હતું પરંતુ દેવળમાં તે ભાષણ વાંચવાની વેળાએ ત્હેણે કોઇ રીતની હરકત આવ્યાથી લાચારીથી તે બંધ કરીને એક ન્હાની સરખી ઉપાસના કરીને ચાલ્યો ગયો. જે'ને માટે ત્હેણે આટલી મ્હેનત કરીને ભાષણ તૈયાર કર્યું હતું તે ત્યહાં આવ્યો હતો ત્હેણે ભાષણ કરનારનો હાવો ભાવ જોયાથી ઘણો આશ્ચર્ય થઇને વિચાર કરવા લાગ્યો કે મિ. ટેનાન્ટ હાવો ઉત્તમ ભાષણ કર્ત્તા, હોઇને હમેશાં તે જો પૂર્ણ ભાષણ કરીને બધાના પ્રાણ મુગ્ધ કરેછે, પરંતુ આજે શા માટે એ હાવો થઇ ગયો,—જણાયછે કે બીજી કોઇ વખતે ઇ-

શ્વરી શક્તિ હેનામાં કામ કરતી હશે. આ સર્વેનો વિ-
ચાર કરતાં કરતાં ત્હેનું મન બદલાઇ ગયું. પરમેશ્વર ક-
હેવી રીતે કેઇ વખતે કહેવા કામથી મહત્ ઉદ્દેશ પૂર્ણ
કરેછે તે માણસને સમજવાની શક્તિ નથી. ધર્મ-પ્રચા-
રકો ઘણી વખતે વિચાર કરેછે કે કેવળ મ્હોટા ગંભી-
ર અવાજથી લાંબાં લાંબાં ભાષણો આપીને મનુષ્યના
પ્રાણને મુગ્ધ કરાય છે. પરંતુ જગદીશ્વર ત્હેનાથી ઉલટા
કામથી પણ ત્હેના અનુગત સેવકોમાં અદ્ભુત વ્યાપાર
કરાવે છે. પરમેશ્વર હાત્રા અસંખ્ય ઉપાયથી પોતાની ઇચ્છા
પૂર્ણ કરેછે.

---

## અભાવનીય પરિવર્તન.

કોઇ રાજધાનીની પાસેના એક ગામમાં એક યુવાન્
પુરૂષ જુવાનીના મદમાં મત્ત થઇને દારૂ અને ઇન્દ્રિયા-
સક્તિમાં ડુબી ગયો હતો. આપણા દેશમાં શીખેલા પણ
ધર્મથી અજાણ્યા જુવાનિયા ઘણાખરા જેમ ભોગ સુખને
જીવનનું સાર સમઝીને દારૂ અને રંડીબાજીના કલંકથી
ચરિત્રને અપવિત્ર કરી મૂકેછે, તેમ ઉપલ્યો જુવાન પણ
ત્હેવોજ થયો હતો. થોડો થોડો જઘન્ય પાપાચારમાં
રત થતાં થતાં ત્હેનું ધર્મજ્ઞાન, લોકલજ્જા, દંડનો ભય એ
સઘળાં લોપ થવા લાગ્યાં. જેટલું અધઃપતન થવું જોઇયે
તેટલું થવું ચાલ્યું. સુરાપાને પોતાના હમેશના સોબતી

વ્યભિચારીને સાથે લઇને ત્હેના પવિત્ર જીવનનો ગ્રાસ કરી લીધો. સંસારનાં અને પોતાનાં જીવનનાં કર્તવ્ય ત્હેની નીચાસક્ત નજરથી દૂર નાસી ગયાં. દેહ મન પ્રાણ પાપની સેવામાં લગાડચાં. પતિત યુવક અંતે એક વ્યભિચારિણી સ્ત્રીની મ્હોબતના પ્રલોભનમાં પડયો. ધીરે ધીરે પેલી પાપિણીના સંગમાં એટલો તો લિપ્ત થઇ ગયો કે ત્હેને એક ઘડીપણ નહિં જોયાથી છટફટ કરતો હતો; રાત્ર દિવસ ત્હેની પાપપુરીમાં રહીને સુરાદેવી અને તે રાક્ષસીની પગસેવા કરવા લાગ્યો. ત્હેનો ઉદ્ધાર થવાની આશા પણ ત્હેની સાથે ગંભીર અંધકારમાં ડુબી જવા લાગી;–ઘરના વડાઓનો તિરસ્કાર, મિત્રની સારી સલાહ, રોગયંત્રણાનો ભય કાંઇપણ ત્હેને ફેરવવાને સમર્થ થયાં નહિં. જેમ ઉચ્ચા શિખર ઉપરથી પડતા પાણીના પ્રવાહનો પ્રચંડ વેગ અને ગતિ રોકાતાં નથી ત્હેમ આ હતભાગ્યના જીવનનો પ્રવાહ ઘણા વેગથી મૃત્યુની તરફ જવા લાગ્યો. કોની મગદુર હોય કે એ અધઃપતનની ગતિને રોકી સકે!

પરંતુ પાપીની જીવનમાં ભગવાન્‌ની અચિંત્ય લીલા જોઇને આશ્ચર્ય થવાયછે! સમાજના પરિત્યક્ત પાપી ધિક્કારવાળા જીવ પણ ત્હેના પ્રેમક્રોડમાં જગા મેળવેછે! જ્યહાં નિરાશાનું ઘોર અંધારૂ છે ત્યહાં પણ તે આશાના મૃદુ પ્રકાશની રેખા પ્રકાશ કરેછે;–તે પાપીના વાળ મુઠીમાં પકડીને ત્હેને નરકમાંથી ઉદ્ધાર કરેછે!–પેલો પ-

તિત યુવક જ્યહારે ચોતરફનું જ્ઞાન હરાવીને પાપ સ્રો-તમાં પોતાનું શરીર તણાવતો હતો, જ્યહારે વેશ્યાના કુત્સિત સંગને જીવનનો સાર પદાર્થ સમજતો હતો, ત્યહારે એક રાતે દારૂની કૃપાથી ઉત્તેજિત થઇને ત્હેની સાથે ખુશી ખુશાલીમાં રત થયો. દરરોજ જેમ નિઃસંકોચથી ત્હેના સહિવાસથી પશુના જેવો આનંદ ઉપભોગ કરતો હતો ત્હેમ આજ પણ ઇન્દ્રિય લાલસા પરિતૃપ્ત કરવામાં પ્ર-વૃત્ત થયો. પરંતુ આજ બીજી તરફનો થોડોક ફેરફાર જોવામાં આવ્યો; વિલાસિનીનો હાવભાવ બદલાઇ ગયો છે.–ત્હેની ચંચલ કટાક્ષ સ્થિર અને નમ્ર થઇ છે, ભુ-વનમોહનીનું હસવાનું સૌન્દર્ય વિષાદના મલિન ગાંભિર્ય-માં મળી ગયું છે. યુવકે રહસ્યોક્તિ, નાના પ્રકારના વિ-લાસના હાવભાવ, ખરાબ ભાવને ઉદ્દીપન કરનાર ગા-યન વગેરે કર્યાં. પણ સ્ત્રીની મ્હોં ઉપરની તીવ્ર યાતનાની રેખા ભુસાઇ નહિં. આ વેશ્યા જેમ દરરોજ પોતાના યૌવન અને સૌન્દર્યની જાળ ફેલાવીને યુવકનાં મનપ્રાણ હરણ કરતી હતી ત્હેમ આજ ત્હેનામાં કંઇપણ દે-ખાયું નહિં. એક જાત્યની મર્મની વેદનાનો ઉચ્છ-વાસ પ્રાણને ભેદીને મ્હોં ઉપર છાઇ રહેલો હતો. સેંકડો રહસ્ય, સેંકડો ગાયનની મોહની શક્તિ ત્હેના ઉદાસ પ્રાણને સ્પર્શ કરી સકતી નહોતી. મ્હોંમાંથી એકપણ વાક્ય નીકળતું નહોતું. ઘણું બોલાવવાની તજ-વીજ કરતો હતો પણ તેનો કંઇ જવાબ મળતો નહો-

તો. અંતે ઘણું વિનય દેખાડવાથી તે બોલી "હવે મ્હને આ પાપી ધંધો સારો લાગતો નથી. મ્હારા હ્દયમાં નિરાશા અને અનુતાપનો બોઝો પડયો છે. આત્મગ્લાનિથી દગ્ધ થઇછું. આહા! ત્હમને હાવો સુકંઠ મળ્યો છે! ત્હમે જો એ લઇને પરમેશ્વરનું નામ અને ગુણ ગાન કરો તો કહેવી શોભા થાય! તે નહિં કરતાં ત્હમે મ્હારા કુત્સિત સંગમાં મત્ત થઇને ભગવાનની આપેલી સંગીત શક્તિનો ખરાબ વ્યવહાર કરોછો! જે થવાનું હતું તે થયુંછે!–હવે મ્હારો ત્યાગ કરો. ત્હમે જાઓ, હું પણ જાઉંછું! ઇન્દ્રિયાસક્તિના સુખનો જે સ્વાદ મેળવવાનો હતો તે તો ત્હમે મેળવ્યો છે–હવે શા માટે આવો છો! હવે મ્હારી પાસે આવતા નહિં,–મ્હને હવે જીવન ઉપર વિતૃષ્ણા ઉત્પન્ન થઇ છે!" હાનું બોલતાં બોલતાં સ્ત્રીની આંખ્ય અનુતાપના તૃપ્ત આંસુથી પરિપૂર્ણ થઇ ગઇ.–કંઠસ્વર બંધ થયો. યુવક આ જોઇને સ્તંભિત થઇ ગયો! માસુકની વાત સાંભળતાં સાંભળતાં દિગ્મુઢના જેવો થઇ ગયો! આ શું? આખું જગત્ સંસાર, જીવન, સુખ દુઃખ ઘડીમાં ફેરવાઇ જાય છે! માનસચક્ષુ એક ઘોર વિપ્લવનો તરંગ જોતાં જોતાંમાં સ્થિર નિશ્ચલ થઇ ગયું! સઘળું ફરેછે–જાણે મહા સ્વપ્નાની ચંચળ છાયા પ્રાણની ઉપર આવી પડી હોય ને!–હતબુદ્ધિ યુવક શૂન્ય દ્રુષ્ટિથી તે વિષાદમયી મૂર્તિની તરફ જોતો રહેલો છે;–પલકમાં પ્રલય જણાય છે! ત્હેને–

તે જીવન મોહિની—નયનાનન્દમયીને-જન્મને માટે છોડ-વી પડશે? પાપની સોબતણુ, દુઃખનું સુખ, પાપમય જીવનનું સર્વસ્વ જે-ત્હેનો આટલો પ્રેમ, આટલો મોહ તે તોડવો પડશે? યુવક અસ્થિર થઇ ગયો. યુવતીએ વિજળીના પ્રમાણે ઉઠીને શરીરમાંના અલંકાર કાઢ્યા. પોતાને હાથે પાપવૃત્તિને મદદ કરનાર સંગીત અને વગા-ડવાનાં યંત્રાદિ ભાગીને ચૂરેચૂરા કરી નાંખ્યાં—શરીર ઉપરનાં સારાં કપડાં ઉતારીને એક મેલું લુગડું પ્હેરીને તરત તે મકાન છોડીને જતી રહી! વિલાસિની સંન્યા-સિની થઇ! મંત્રમુગ્ધ યુવક થોડીવાર પછી સમઝ્યો, મ્હારા જીવનનું પણ સ્વપ્નુ ભાગ્યું છે! ત્હેના અદર્શન-થી ચારેબાજુએ શૂન્ય જોવા લાગ્યો. આખી રાત્ય અ-સહ્ય અનુતાપાનલમાં બળી મર્યો, પરંતુ કોઇ તરફ આશા અને અજવાળું જોવા પામ્યો નહિં. યાતનાથી છટફટ કરવા લાગ્યો, સર્વ જીવતર શૂન્ય અને અંધકારમય જો-વાલાગ્યો! જીવનની અધોગતિ જોઇને પોતાની ઉપર વિ-જાતીય ધિક્કાર ઉત્પન્ન થયો. પાપના ઉપર ઘણો દ્વેષ અને ચરિત્ર સુધારવાને માટે ઘણી આકાંક્ષા લઇને તે બીજે દિવસે જનમંડળમાં પેઠો. તે દિવસથી ત્હેનું અભાવનીય પરિવર્તન થયું! કહેવું આશ્ચર્ય છે! મહાપાપી પાછો ફર્યો! પાપસેવા અને ઇન્દ્રિયાસક્તિની દાસી વૈરાગ્ય-મંત્રમાં દીક્ષિત થઇ!—આ બનાવ બન્યા પછી કેટલાક વર્ષો સુધી યુવકે કોઇ સ્ત્રીના મ્હોં તરફ જોયું નહિં. ધીરે

ધીરે ચરિત્ર સંશોધિત અને ઉન્નત કરીને હમણાં તે એક ધર્માનુરાગી, સરળ, ઉદાર અને પવિત્ર ચિત્તવાળા વિશ્વાસી ભક્ત રૂપે પ્રખ્યાત થયો છે.



## નાસ્તિક પિતા.

એક નાસ્તિકનો છોકરો રવિવારની ધર્મસંબંધી નિશાળમાં દરરવિવારે જતો હતો. ત્હાં શિક્ષકો બાળકોને પ્રાર્થનાની આવશ્યકતા વગેરે વિષય ઉપર ઘણા સારા સારા સદુપદેશ આપતા હતા. શિક્ષકો જ્યહારે ઉપદેશ આપતા હતા ત્યહારે નાસ્તિકનો છોકરો ધ્યાન લગાડીને ઉપલ્યા સર્વ ઉપદેશ સાંભળતો હતો. એક દિવસે સવારે નિશાળમાં જવાની વખતે ત્હેની મા ઘરમાં છોકરાને નહિં જોયાથી ત્હેની શોધ કરવા લાગી. બાળક થોડીવાર પછી માની પાસે આવ્યો. માએ પૂછયું "તું આટલી બધી વાર સુધી ક્યહાં ગયો હતો?" બાળકે કહ્યું "મા! હું નિર્જનમાં પ્રાર્થના કરતો હતો." ત્યહારપછી ત્હેણે પોતાની માને પૂછયું "મા! મ્હારો પિતા શું પ્રાર્થના કરેછે?" માએ છોકરાની આ વાત ત્હેના પિતાને કહી. તે કોઇવેળાએ પણ પ્રાર્થના કરતો નહોતો. એ માટે પોતાના છોકરાની આ વાત સાંભળીને ઘણો લજ્જાયમાન થયો. ઉપલી વાત ત્હેના અંતઃકરણમાં હેવી

તો વિદ્ધ થઇ કે ત્યહારથી ત્હેણે પોતાના પ્રાણમાં પ્રાર્થનાની આવશ્યકતા જાણી, અને તે પ્રાણદાતા પરમેશ્વરની શોધમાં પ્રવૃત્ત થઇને આત્મા અને મનને સુખી કરવા લાગ્યો.

---

## આશ્ચર્યકારક પરિવર્ત્તન.

ઇ૦ સ૦ ૧૮૨૧ માં શેફિલ્ડ નગરમાં એક ધર્મસભાના કોઇ વિશેષ જલસામાં, મહાત્મા જેમ્સ બોડનને ત્યહાંના અનુતાપ ધામમાં (Penitentiary) ભાષણ કરવાને માટે વિનંતિ કરી હતી. ત્હેમાં તેણે રાજી થઇને તે કામ પૂરૂં કર્યું. સર્વ માણસોએ ત્હેને ત્યહાંની એક અસહાયા સ્ત્રીની મોલાકાત લેવાને માટે અરજ કરી. આ અરજ સ્વીકારીને તે વેલાએ સ્ત્રીની ખબર લેવા ગયો ત્યહાં ત્હેને માલમ પડચું કે આ સ્ત્રી બાલ્યકાલથી પ્રાય વીસ વર્ષ સુધી અતિ ધિક્કારવા લાયક અસત્ કાર્યમાં લિપ્ત હતી. એટલુંજ નહિં પણ વખતે વખત રાતે મુસાફરોનું સર્વ લુટી લઇને ત્હેને મારી નાંખતી. વિવિધ પાપાચારના ફલથી તે એટલા બધા ભયાનક પક્ષાઘાતના રોગમાં પડી હતી કે પોતાનું શરીર ફેરવવાની શક્તિ પણ ત્હેમાંથી જતી રહી હતી. રાત્યદિવસ પથારીમાં પડી રહેતી હતી. આગળ એક વેળાએ ઘોર અંધારી રાતે જ્યહારે તે હતભાગિયણ એક મુસાફરનું સર્વ લુટીને ત્હેને મારી નાંખવાની તજવીજ કરતી હતી ત્યહારે તે ભય-

ભીત થયલો મુસાફર ત્હેના મ્હોં તરફ જોઇને બોલ્યો- "હે યુવતિ! માણસ ત્હારૂં આ કામ જોઇ સકતો નથી ખરો, પરંતુ જાણજે કે તે સર્વવ્યાપી ઈશ્વરની આંખ્ય ત્હારી ઉપર રહેલી છે." આ વાત સાંભળીને તે થોડી ધીરી પડી. ત્યહારપછી તે મુસાફરે ત્હેને કેટલાંક સારાં સારાં ઉપદેશવાળાં ધર્મપુસ્તકો વાંચવા આપ્યાં. મુસાફર પણ ઇશ્વરની કૃપાથી બચ્યો. થોડા દિવસ પછી એક સમય પેલા મુસાફરનાં વાક્ય ત્હેના હૃદયમાં હેવાં લાગ્યાં કે તે દિવસથી ત્હેનું હૃદય અનુતાપાનલમાં બળવા લાગ્યું. ધીરે ધીરે ધર્મપુસ્તક વાંચવાપર ત્હેની એટલી તો પ્રગાઢ આસક્તિ ઉત્પન્ન થઇ કે મંદવાડની હાલતમાં હાથથી પુસ્તકનું પાનું ઉલટાવવાને અસમર્થ થવાથી જીભથી તે હાથનું કામ કરતી હતી. આ અનુતાપેજ ભવિષ્યમાં ત્હેના જીવનને દેવતુલ્ય કર્યું હતું. એટલુંજ નહિં પણ ત્હેણે પોતાની પ્હેલાંની સોબતણોને પણ ઉપદેશ આપીને પાપના ઘોર નરકમાંથી ઉદ્ધાર કર્યો હતો. અંતે, ત્હેના જીવનનું આ આશ્ચર્યજનક પરિવર્ત્તન સાંભળીને ત્હેણે ત્હેને પોતાના જીવનનો ઇતિહાસ લખીને અનુતાપ ધામમાં વાંચવાની વિનંતિ કરી. હાથથી તે લખી નહિં સકયાથી ત્હેનું સમસ્ત વિવરણ મ્હોંએથી કહેવામાં આવ્યું હતું! વાસ્તવિક રીતે અનુતાપાનલમાં દગ્ધ નહિં થયાથી મનુષ્ય કદી પાપથી મુક્તિ મેળવી શકતો નથી.



# બાળકની પાસેથી ધર્મ શિક્ષણ.

કોઇ પ્રતિષ્ઠિત માણસના ત્રણ છોકરાં હતાં. પિતા ઘણો દારૂડિયો હતો; રોજ તે રાત્રે દારૂ પીને પડતો આખડતો ઘરમાં આવતો હતો. સ્ત્રી ત્હેને યથોચિત તિરસ્કાર કરતી હતી, પરંતુ કોઇ રીતે તે અપમાન સમજતો નહોતો, અથવા ત્હેને પાપકર્મથી નિવૃત્ત કરી સકતો નહોતો. ઉલટો ત્હેના ત્હ્રદયમાં વખતે વખત ક્રોધનો સમાવેશ થતો હતો. જે માણસ પાપકર્મથી એકીવારે અભ્યસ્ત થઇ ગયો હોય છે, ત્હેને સામાન્ય તિરસ્કાર કર્યાથી શું તે સાવચેત થઇ સકેછે?—સાવચેત થવાનો મનસુબો કરે તો તે વધારે વખત રહેતો નથી. એક દિવસે તે સુરાપાન કરીને પડતો આખડતો ઘરમાં આવતાંજ બાયડીએ ત્હેની યથોચિત ભર્ત્સના કરી. અને ઘણી રોવા લાગી પણ કોઇ રીતે પાખંડનું પથ્થરનાં જેવું ત્હ્રદય પિગળ્યું નહિં. તે ક્રોધથી આંધળો થઇને લાલ પીળો થઇને જોરથી ત્હેને લાતો મારવા લાગ્યો! તેથી બાયડી રોવા લાગી, આંસુથી ત્હેના ગાલો અને શરીર ઉપરનાં કપડાં ભીજાઇ ગયાં. પથારીમાં અડધા ઉંઘેલા એક બાળકના કાનમાં અસ્ફુટ રોવાનો અવાજ ગયો. તેથી બાળકે આંખ્ય ઉઘાડીને જોયું તો હોલવાઇ જતા દીવાની એક બાજુએ મા સજળ નયનથી ઉભી રહેલી છે, અને બીજી બાજુએ પિતા ત્હેની તરફ રોસ ભરેલી આંખ્ય-

થી જોયા કરેછે. બાળક સર્વ સમઝ્યો, સમઝીને બોલ્યો–"પિતાજી ત્હમને પગે પડીને કહુંછું કે મારી માને હવે મારશો નહિં." પિતાએ ત્હેને ઉઠી જવાનું કહ્યું પણ તે ઉઠ્યો નહિં. પથારીની એક બાજુએ બેસીને પતિત-પાવન ભગવાનૂના ઉદ્દેશથી સાષ્ટાંગ નમસ્કાર કરીને બોલ્યો "ભગવાન્ !મ્હારા માબાપને સુખી કરો, પિતાજી-ને સન્માર્ગે લાવો, બીજું કંઇજ ચ્હાતો નથી." બાળકનો અવાજ બંધ થયો, પરંતુ ત્હેની તે વિનીત પ્રાર્થના નિષ્ઠુર પિતાના કાનમાં પ્હોંચી. ત્હેણે કપડાંથી પોતાનું મ્હો ઢાંક્યું, ત્હેનો ઉદ્દીપ્ત ક્રોધાનલ એકીવારે જતો રહ્યો હતો. ત્હ્રદયમાં અનુતાપાગ્નિ આટલા દિવસે સળગી ઉઠી, ત્હેને લીધે આજ બે આંસુનાં ટીપાં પાડયાં. ત્હેના જ્ઞાનનો દરવાજો આજે ઉઘડી ગયો. બાળકના ત્હ્રદય–કંદરમાં હાવી નીતિની વાત અને ઈશ્વર ઉપર પ્રગાઢ ભક્તિ છુપાયલી હતી, એ તે જાણતો નહોતો. ત્હેના જીવનના પાપનો પડદો જતો રહ્યો, ત્હેણે બાળકની પાસેથી આજ ધર્મશિક્ષણ લીધું.



## બાળકનો તિરસ્કાર.

બે બાળકો પોતાની દાઇની સાથે સમુદ્રમાં ન્હાવા જતા હતા. રસ્તામાં એક બાળક એકદમ જમીન ઉપર બેશી

ગયો અને દાઇને કહ્યું "હું તરત નિકલી આવ્યો છું, પ્રાર્થના કરવી હું ભુલી ગયો છું." તે રસ્તેથી એક સ્ત્રી જતી હતી તે આ બનાવ જોઇને પોતાના વ્યવહાર ઉપર વિચાર કરીને ઘણો પશ્ચાત્તાપ કરવા લાગી. અને મનમાં વિચાર કર્યો કે "આ બાળકનો વ્યવહાર મ્હને ધિક્કાર આપે છે. મ્હેં તો કોઇ દિવસે મ્હારા જીવનમાં કદીપણ ઈશ્વરની આગળ પ્રાર્થના કરી નથી!" ઈશ્વરની ઇચ્છાથી એક ન્હાના બાળકના વ્યવહારથી ત્હેની મોહનિદ્રા ભાંગી. તેઓ જ્યહાં સુધી ન્હાયા, અને પ્રાર્થના કરી રહ્યા ત્યહાં સુધી તે તેઓની પાસે બેશી રહી, ત્યહારપછી તે ઘેર જઇને એક ધાર્મિક મિત્રની સાથે વાતચીત કરવાને માટે માણસને બોલાવવા મોકલ્યો. આ બનાવથીત્હેના જીવનનું એક સ્થાયી પરિવર્તન થઇ ગયું.



## "ધન્ય પરમેશ્વર! હવે હું આરોગ્ય થયો."

મનુષ્યનું મન હમેશાં હેવું તો સંસારમાં આસક્ત હોય છે કે પ્રાય કોઇ રીતે ત્હેમાંથી સાવચેત થતું નથી. પરમેશ્વર સર્વદા પોતાનાં છોકરાંને પાપ અને મોહના બંધનમાંથી છોડાવીને પોતાની તરફ લાવવાનો યત્ન કરેછે. તે એટલા માટે વખતે વખત મનુષ્યને વિપદ્‌માં નાંખે છે કે જેથી કરીને ત્હેની ઉંઘ જતી રહે, એ શિવાય

બીજા ઉપાય પણ કરેછે. એક માણસ ઘણો ઐશ્વર્યશાળી હતો. સાંસારિક ધન ઐશ્વર્ય અને આ લોકનાં સુખમાં રહીને ત્હેના સઘળા સદ્‌ભાવ અને ધર્મભાવ શુષ્ક થઇ ગયાં હતાં, સંસારનાં સુખ અને લાલચોએ ત્હેના ત્હૃ-દયના ઉપર અધિકાર કર્યો હતાં. ત્હેની ઉપર લખેલી આધ્યાત્મિક વ્યાધિ દિવસે દિવસ વધવા લાગી. થોડા વર્ષમાં ત્હેની બાયડીનું મરણ નીપજ્યું, ત્હેનાથી પણ તે સાવચેત થયો નહિં. ત્યહારપછી કેટલેક દિવસે ત્હેનો એક છોકરો પણ મરી ગયો, તેથી પણ ત્હેના પ્રાણ-માંની દુષ્કિયાથી સળગેલી અગ્નિ હોલાઇ નહિં. હાવી રીતે ત્હેનું ઐશ્વર્ય જતું રહેવા લાગ્યું અને પશુઓ પણ મરવા લાગ્યા. તેથી પણ ત્હેની મોહ નિદ્રા દૂર થઇ નહિં. અંતે તે પોતે ઘણો બિમાર પડ્યો. તે વેળાએ પણ ત્હેની દૂષિત ચિંતા સ્રોતની ગતિ સ્વર્ગની તરફ ફરી ન-હોતી. એક દિવસે ત્હેના ઘરને આગ લાગી તેથી બધું બળી ગયું, હેવી વેળાએ કેટલાંક માણસો ત્હેને ઘરમાં-થી બ્હાર્ય કાઢવાની તજવીજ કરતાં હતાં. તે વેળાએ તે પાપાસક્ત માણસ પોતાની ભયાનક પાપક્રિયા યાદ કરીને કહેવા લાગ્યો "ધન્ય પરમેશ્વર! હવે હું આરો-ગ્ય થયો! ત્હેણે તે દાહાડેથી પાપનો પરિત્યાગ કર્યો



# ઈશ્વરસેવાની દૃઢતા.

એક વેળાએ કોઇ જવાન એક લઢાઇના વ્હાણ ઉપર ખલાસીની નોકરીમાં લાગ્યો હતો. તે બાળકાલ્યથી રોજ ઉપાસના કરતો હતો. ખલાસીના કામમાં લાગ્યા છતાં ત્હેનો પ્હેલાંનો અભ્યાસ છુટ્યો નહોતો. તે દરરોજ પોતાના બિછાનાની પાસે ગુઠણ ઉપર બેશીને ઉપાસના કરતો હતો. ખલાસિયોમાં ઘણું કરીને ધર્મભાવ વધારે જોવામાં આવતો નથી. ઉપલ્યા લઢાઇના વ્હાણના ખલાસિયોને જુવાનનો વ્યવહાર સારો ન લાગવાને લીધે સઘળા ખલાસિયોએ મળીને ત્હેની ઉપાસનામાં હરકત નાંખવાનો ઇરાદો કર્યો. તે કેઇ વેળાએ ઉપાસના કરવા બેસે છે ત્હેની છુપી તપાસ મેળવીને તે વખતે સઘળા ખલાસિયો એકઠા થઇને ત્હેની ઉપર ટોપી, બુટ અને કચરો ફેંકવાનો આરંભ કરતા હતા. હાવી રીતે તેઓએ કેટલાક દિવસ સુધી કર્યું. તોપણ ત્હેને ઉપાસનાથી વિરત કરી સકયા નહિં. ભોગજોગે આ બધી વાત કપતાનને માલમ પડી. ત્હેણે સઘળા ખલાસિયોને એકઠા કરીને પેલા જુવાનને પૂછયું કે ત્હારા ઉપર કોણ જુલમ કરેછે તે કહે. ત્યેહારે જુવાને જવાબ આપ્યો કે કોઇના ઉપર મ્હારે ફરિયાદ કરવી નથી. કપતાને કહ્યું કે હાને ફરિયાદી કરવાનાં ઘણાં કારણોછે. આટલું કહીને સઘળા ખલાસિયોને સાવચેત કર્યા કે હવેથી હાને વિરક્ત

કરવાને કોઇએ કોશેશ કરેલી જો જાણવામાં આવશે તો સજા થશે. તે રાત્રે ઉપાસનાની વેળાએ ટોપી, બુટ અને કચરો ફેંકવાને બદલે કોઇના પગના અવાજ જુવાનના કાનમાં સંભળાવવા લાગ્યા. અવાજ ધીરે ધીરે પાસે આવતો જણાયો, અને ત્હેની ઉપાસનામાં હરકત નાંખનાર એક સોબતી આવીને ધીરેધીરે ત્હેની જોડે ગુઠણ પર પડીને ઉપાસના કરવા બેઠો. થોડીવારપછી એક બીજો ત્હેના દૃષ્ટાંતનો અનુવર્તી થયો. અને ધીરે ધીરે ચઉદ ખલાસિયો આવીને ત્હેની જોડે ઉપાસના કરવા બેઠા! હાવી રીતે એક જણના સહિષ્ણુતા અને સદ્દૃષ્ટાંતના ગુણથી આટલા બધા માણસોનાં ત્હદય ઈશ્વરની તરફ ફર્યાં.



# સદ્વ્યવહારથી ચરિત્રનું પરિવર્ત્તન.

કેટલાંક વર્ષની વાત ઉપર આપણા દેશના કોઇ ગામડાના પોસ્ટમાસ્તરનું ચરિત્ર ઘણું આશ્ચર્ય રીતથી બદલાયું હતું. પોસ્ટમાસ્તરનો સ્વભાવ ઘણોજ ખરાબ થયો હતો; તે ખરાબ લોકોની સંગતમાં પડીને નીચ ખુશી ખુશાલીમાં કાળ ગાળતો હતો, કોઇ સારા મનુષ્યોની સાથે ઘણું કરીને મળતો નહોતો. નાના પ્રકારના માદક ખાવામાં અને શાંડો વગેરેમાં જે કંઇ કમાતો હતો તે

સઘળું ઉડાડી દેતો. ત્હેની બાયડી અને છોકરાં ભુખે મરવા લાગ્યાં. તે ગામનો અંગ્રેજી સ્કુલનો માસ્તર ઘણો ભલો માણસ હતો. ત્હેને પોસ્ટ માસ્તર અને ત્હેના કુટુંબની દુઃખદાયક સ્થિતિ વિષય લોકોને મ્હોંએ ખબર સાંભળી તેથી તે ઘણો દલગીર થયો, અને ત્હેને સુધારવાનો દૃઢ નિશ્ચય કર્યો. ત્હેણે પોતાના મિત્રને કહ્યું કે "પોસ્ટમાસ્તરને શું સુધરાવી સકાશે નહિં? એકવાર યત્ન કરી જોઇયે ચાલો આપણે હેની પાસે જઇયે." બન્ને જણા પોસ્ટમાસ્તરને ઘેર ગયા. પ્હેલાં કોઇપણ આબરૂદાર માણસ ત્હેને ઘેર જતા નહોતાં. દરરોજ સ્કુલનો માસ્તર એક બે પોતાના દોસ્તોને લઇને પોસ્ટ માસ્તરને ત્યહાં જવા લાગ્યો. ત્હેના હાવા વ્યવહારથી પોસ્ટમાસ્તર મનમાંને મનમાં ઘણો કચવાતો હતો, પરંતુ શરમને મારે ત્હેની સાથે રોજ મળતો હતો. દરરોજ સ્કુલમાસ્તર પોતાના નવા નવા મિત્રોને સાથે લઇને પોસ્ટમાસ્તરને ઓળખાણ કરાવતી વેળાએ સંભવમત ત્હેની સુખ્યાતિ કરવામાં ઓછાપણું રાખતો નહોતો. ધીરે ધીરે પોસ્ટમાસ્તર પણ તેઓની સાથે વધારે વધારે મળવા લાગ્યો. પોસ્ટમાસ્તરે પોતાના આગલા ખરાબ ચાલના સોબતિયોને વિદાય કર્યા. ત્હેનું ચરિત્ર સંપૂર્ણ રીતે બદલાઇ ગયું. હાથમાં રૂપિયા રહેવા લાગ્યા તેથી કુટુંબની હાલત સારી થઇ. તેઓ સ્કુલમાસ્તરને બે હાથથી આશીર્વાદ આપવા લાગ્યા આ બ-

નાવ બન્યાપછી પોસ્ટમાસ્તર પ્રાય કોઇક કોઇક વખતે કૃતજ્ઞતાના આવેગમાં આવીને સ્કુલમાસ્તરને પ્રણામ કરીને કહેતો "ભાઇ! ત્હમે એક ભલા માણસ છો."



## ઈશ્વરભક્તિ.

અમેરિકામાં એક અંગ્રેજનો એક હબસી ગુલામ હતો. અંગ્રેજ ત્હેના ઉપર ઘણી માયા રાખતો હતો. અંગ્રેજ જ્યહારે ખાવા બેસતો હતો ત્યહારે પેલા હબસીને ત્હેના હુકમની વાટ જોવાને ટેબલની સામે ઉભું રહેવું પડતું હતું. અંગ્રેજમાં ઈશ્વરભક્તિ નહોતી. તે ઘડિયે ઘડિયે વૃથા ઈશ્વરનું નામ લેતો. જ્યહારે તે ઈશ્વરનું નામ લેતો ત્યહારે પેલો હબસી ભક્તિના બોજાથી માથું અવનત કરતો હતો. એક દિવસે અંગ્રેજે ત્હેમ કરવાનું કારણ પૂછયું ત્હેનો ત્હેણે જવાબ આપ્યો "પરમેશ્વરનું મહાન્ નામ સાંભળ્યાથી મ્હારૂં મન ભક્તિરસથી પૂર્ણ થાયછે તેથીજ હું મસ્તક નમાવું છું" ત્હેના પ્રભુએ ત્હેની વાત સાંભળીને જરાપણ અસંતુષ્ટ થયો નહિં. ઉલટો તે દિવસથી ત્હેનો ઉપલ્યો ખરાબ અભ્યાસ દૂર થયો. ઉપલ્યો સરળ હબસી પ્રભુનો ખરાબ અભ્યાસ દૂર કરવાને માટે હાવું કરતો નહોતો. પણ વાસ્તવિક ત્હેનામાં ઈશ્વરભક્તિ હેવીતો પ્રબલ હતી કે ત્હેનું મહાન્ નામ

સાંભળ્યાથી ત્હેનું મન ભક્તિરસમાં આર્દ્ર થઇ જતું. એજ ખરા પ્રેમ અને ભક્તિનાં લક્ષણ છે.



## એક છોકરીની ધર્મ ઉપર પ્રીતિ.

કોઇ નગરમાં એક દેવલ પ્રતિષ્ઠિત હતું. તે દેવલની થોડે છેટે એક મધ્યવિત માણસ પોતાના કુટુંબની સાથે રહેતો હતો. ત્હેની એક ન્હાની ઉમ્મરની છોકરી હતી. છોકરી કોણ જાણે દેવલની સુંદર આકૃતિથી ખેંચાઇને, અથવા દેવળને મનોહર સાજથી સજ્જિત થયલું જોઇને તે દર રવિવારે ત્યહાં જતી હતી, અને પાદરી જે કંઇ ઉપદેશ આપતો હતો તે ધ્યાન લગાડીને સાંભળતી હતી. હાવી રીતે ત્રણ ચાર વર્ષ થઇ ગયાં અને ત્હેની ઉમ્મર વધી તે વેળાએ દેવલની શોભા જોઇને ત્યહાં જતી નહોતી, તેમ કેવળ પાદરીનું ભાષણ સાંભળવાનેજ જતી નહોતી. પણ એક નવો ઉપજેલો અનુરાગ ત્હેને ત્યહાં લઇ જતો હતો. હાય ! પરેશ્વરનું નામ જે માણસ એક વખત આતુર અંતરથી સ્મરણ કરી સકે છે, તે શું નિરાશ મનથી સંસારમાં પાછો ફરેછે? ગમે તે હોય, છોકરી આ વખતે ઇશ્વરના પ્રેમમાં નિમગ્ન થઈને હાવી રીતે નિયમ સર દેવલમાં જતી જોઇને ત્હેનાં માબાપ ત્હેના ઉપર ઘણાં ગુસ્સે થવા લાગ્યાં અને ત્હેને ઘણા મારવા

લાગ્યાં. પરંતુ તેઓનો તે જુલમ સઘળો વ્યર્થ ગયો. કેવો આશ્ચર્યકારક બનાવ ! માબાપો જેટલો ત્હેના ઉપર જુલમ ગુજારવા લાગ્યાં, તેટલો ત્હેનો વિશ્વાસ વધારે દૃઢ થવા લાગ્યો, ત્હેના આત્માનું બળ વધી પડ્યું. તે એક દિવસને માટે પણ દેવલમાં જતી રોકાઇ નહિ.

છોકરીને હજીપણ દેવલમાં જતી જોઇને અને ત્હેને પોતાનું કહેવું નહિં ગણકારતી જોઈને એક દિવસ ત્હેનો પિતા ક્રોધથી આંધળો થઇને બોલ્યો—"મ્હેં ત્હને દેવલમાં જવાની મનાઇ કરી છે હવે જો તું દેવલમાં જઇશ તો ત્હને ઘરમાં ઘાલીશ નહિ,–હમેશાને માટે ત્હારો પરિત્યાગ કરીશ." આ ભયાનક વાત સાંભળીને પણ તે છોકરી કંઇપણ ડગી નહિં. શા માટે તે ભય કરે ? સ્વયં ઈશ્વર જેનો મદદગાર છે, તે શું હાવા સામાન્ય ભયથી ચલાયમાન થાય ? છોકરીએ વાસ્તવિક કરૂણામય પરમેશ્વરને પોતાના જીવનમાં ઉપલબ્ધ કર્યો હતો. ત્હેણીએ જરાપણ ચલાયમાન ન થતાં ઉલટી હિમ્મતની સાથે જવાબ આપ્યો "જ્યહારે ત્હમે મ્હારો પરિત્યાગ કરશો ત્યહારે જે પિતાનો પિતા, જનનીની જનની છે, તે મ્હને પોતાના શાંતિક્રોડમાં આશ્રય આપશે. ત્હમારા સ્નેહથી વંચિત થઇશ ખરી, પરંતુ જે દયાનો સાગર, જે પ્રેમનો ઉત્સ છે, ત્હેના સ્નેહથી હું કદીપણ વંચિત થઇશ નહિં." કન્યાના હાવા ગભીર વાકયો ત્હેના પિતાના અંતરમાં પ્રવેશ થયાં, ઈશ્વરના પ્રસાદથી ત્હેનો ખરો

અર્થ સમઝ્યો, અને તેથી કન્યાને સંબોધન કરીને કહેવા લાગ્યો "બેટા ! હવેથી હું ત્હારી ઉન્નતિના માર્ગે કાંટો થઇશ નહિં. તું નિયમસર દેવલમાં જઇને ત્હારા આત્માનું ભલું કર્ય." કન્યાને કહીનેજ તે ચુપ બેઠો નહિં–પણ પોતે કન્યાના દૃષ્ટાંતાનુસારે કાર્ય કરવા લાગ્યો. હવે ત્હેનું કુટુંબ સુખદાયક કુટુંબ થયું.

## ખરો જવાબ.

કોલિન્સ નામના એક સ્વાધીન ચિંતાવાદી નાસ્તિકે (Free thinker) કોઈ એક સરલ ચિત્તવાળા માણસને દેવલમાં જતો જોઇને પૂછ્યું "ત્હમે ક્યાં જાઓછો ?" પેલાએ જવાબ આપ્યો "દેવલમાં, પ્રભુ પરમેશ્વરની ઉપાસનાને માટે જાઉંછું." તે સાંભળીને કોલિન્સે પ્રશ્ન પુછ્યો "ત્હમારો પરમેશ્વર મ્હોટો છે કે ન્હાનો છે? પેલાએ જવાબ આપ્યો "મહારાજ ! તે બન્ને છે. તે એટલો મ્હોટો છે કે આ મ્હોટું આકાશપણ ત્હેની સીમા કરી સકતું નથી, વળી તે એટલો ન્હાનો છે કે તે મ્હારા ત્હૃદયમાં રહેછે !" કોલિન્સ આ જ્ઞાનગર્ભ વિશ્વાસ અને ભક્તિની વાત સાંભળીને સ્તંભિત થઇ ગયો. આ પંડિતે એક વેળાએ કહ્યું હતું કે "છેલ્લે ઉપલ્યા માણસની વાતથી મ્હારા ત્હૃદયનો ભાવ પરિવર્ત્તન થયો હતો."

# સદુપદેશનો પ્રભાવ.

એક દિવસ પ્રખ્યાત ધર્મ પ્રચારક જાન વાસૂલિને એક લૂટારાએ રસ્તામાં પકડ્યો. લૂટારાએ ત્હેની પાસે જે કંઇ હતું તે માગ્યું. સદાશય ઉદારચેતા વાસૂલિ તરત પોતાના હાથમાં જે કંઇ હતું તે લૂટારાના હાથમાં મૂકી કહેવા લાગ્યો–"હું ત્હને કંઇ કહેવા ઇચ્છુંછું. તું હમણાં જે કામ કરેછે ત્હેને માટે ભવિષ્યમાં નિશ્ચય ત્હને રોવું પડશે." હાવી રીતે બે ત્રણ હિતોપદેશની વાતો કરીને વાસૂલિ ત્યહાંથી રૂખસત થયો, અને લૂટારો પણ ત્યહાંથી નીકળીને લોકોના લૂટેલા ધનનો ઉપયોગ કરવા લાગ્યો.

કેટલાંક વર્ષ વીત્યા પછી એક દાહાડો વાસૂલિ એક દેવલમાં ઉપદેશ આપીને જતો હતો. હેવી વખતે એક માણસે ત્હેની પાસે આવી ઉપર કહેલા બનાવનો વિષય કહી ત્હેને પૂછ્યું કે "આપને તે વાત શું યાદ છે?" વાસૂલિએ જવાબ આપ્યો "હા તે સર્વ મ્હને યાદ છે." ત્યહારપછી પેલા માણસે કહ્યું "મહારાજ, હુંજ તે માણસ છું, આપના અમૂલ્ય ઉપદેશે મ્હારૂં જીવન પરિવર્ત્તિત કરી નાંખ્યું છે. હું હવે નિયમસર ઉપાસનાલયમાં જાઉં છું અને ધર્મપુસ્તકમાંના સ્વર્ગીય ઉપદેશો સાંભળું છું." જેમ ભૌતિક જગત્‌માં પાણીનું એક ટીપું અને એક પરમાણુ પણ નાશ પામતાં નથી, તેમ ધર્મની એક ખરી અથવા સત્ વાતનો પણ નાશ થતો નથી.

---

## નાસ્તિક અને અનાથ વિદ્યાલય.

વિલાયતમાં એક નાસ્તિક અનાથવિદ્યાલયની પાસે એક ઘર ભાડે લઇને રહેતો હતો. તે વિશેષ રીત્યથી નાસ્તિકતાના મત માનતો હતો, અને વિચાર વગરના, અલ્પદર્શી ધાર્મિકોને કુટિલ તર્ક જાળ ફેલાવી હરાવતો હતો. ત્હેણે એક દિવસે પોતાના બંધુને કહ્યું "હું આજે સવારે ઘણું રોયો છું. હું કોઇ વખતે હાવું રોયો નથી." હૃદયવિહીન, અલ્પદર્શી માણસોજ ઘણુંકરીને સુકોમળ ધર્મનો મધુરભાવ નહિં સમજવાથી અવિશ્વાસી થાય છે. તેઓની કઠોર આંખ્યમાંથી આંસુ પ્રાય નીકળતાં નથી; તે કારણથી પેલા અવિશ્વાસીના રોવાની વાત સાંભળીને ત્હેનો મિત્ર આશ્ચર્ય થઇને કહેવા લાગ્યો "રોયો"! શા માટે રોયો?" ત્હેના નાસ્તિક દોસ્તે કહ્યું "આજે અનાથ વિદ્યાલયમાં ગરીબ છોકરાંને આવતાં જોઇને મ્હારા મનમાં આવ્યું કે ધર્મ જો જગતનું બીજું કંઇપણ ભલું નહિં કરી સકે તોપણ આટલું તો હેનાથી થાયછે કે દરિદ્ર મદદ વગરના છોકરાંને સુખમાં અને સ્વછંદમાં રાખવાનો ઉપાય કરેછે."



## અવિશ્વાસીનો ઈશ્વર ઉપર વિશ્વાસ.

કોઇ નગરમાં એક ગરીબ માંણસ રહેતો હતો. તે એક દિવસ ઘણો માંદો પડ્યો. આ ખબર ત્યહાંના એક ધર્મ-

પ્રચારકે સાંભળી; તે તરત ત્હેને જોવા આવ્યો, અને ઓસડવેસડની તેણે તજવીજ કરી. તે રોજ ત્હેને જોવા આવતો. ત્હેની સાથે વાતચીત કર્યાથી જાણવામાં આવ્યું કે માંદો માણસ ઘણો નાસ્તિક છે. એટલુંજ નહિં પણ દર રવિવારે પુષ્કળ માણસોને એકઠા કરીને તેઓની સાથે ધર્મપુસ્તકની નિંદા કરતો, અને નાનાપ્રકારની યુક્તિ દેખાડીને ઈશ્વરનું અસ્તિત્વ વિલોપ કરવાને માટે અધિક યત્ન કરતો. આ સર્વ જાણીને પણ પેલા ધર્મપ્રચારકે ત્હેનો પરિત્યાગ કર્યો નહિ. ઉલટું ત્હેના ઉપર વધારે મમતા કરવા લાગ્યો. ઈશ્વરની કહેવી આશ્ચર્યકારક કરૂણા છે! આ સાધુનો સહવાસ લાભ કરીને અને ત્હેની આગળથી ધર્મોપદેશ સાંભળીને પેલા નાસ્તિકને ભાન આવ્યું. જે ત્હ્દય પથ્થરના જેવું સખત હતું, તે હવે નરમ થઇ ગયું. હાવી રીતે તે જ્યહારે પોતાની ઈચ્છાથી પોતાનો ભાવ કહેવા લાગ્યો ત્યહારે તે ધર્મપ્રચારક સંતુષ્ટ ચિત્તથી એક દિવસ ત્હેની સાથે નિર્જનમાં ઉપાસના કરવા બેઠો. ત્હેની ઉપાસના એટલી તો મધુર અને ત્હ્દયગ્રાહી થઈ કે જે આંખ્યમાંથી કોઇ દિવસ એક આંસુનું ટીપું પણ નહોતું પડતું; ત્હેમાંથી તે વખતે અનુતાપના આંસુ પડવાં લાગ્યાં! ત્હેના ત્હ્દયની જડતા જતી રહી અને તેથી તે સુખી થયો. છેલ્લે પેલા સાધુનું પવિત્ર જીવન જોઇને ત્હેનામાં એટલી બધી શ્રદ્ધા અને ભક્તિ ઉત્પન્ન થઇ કે ત્હેને થોડીવાર નહિં જોઇ સકયા-

થી ત્હેને ઘણો ક્લેશ થતો હતો. તે દરરોજ ઉપાસના કરતો હતો ખરો, પરંતુ ઇશ્વરની અવમાનના, ધર્મપુસ્તકોની નિંદા વગેરે પ્હેલાંની શોચનીય દુષ્કૃતિ જ્યહારે યાદ આવતી ત્યહારે ત્હેનું હૃદય ચીરાઇ જતું. તે જ્યહારે પ્રેલા પ્રચારકને જોતો ત્યહારે હમેશાં ત્હેને કહેતો હતો,-"મહારાજ! હું ઘણો પાપીછું, કેટલીવાર મ્હેં તે દયામયની અવમાનના કરીછે, ત્હેને છોડીને કેટલીવાર મ્હેં કુકર્મ કર્યાંછે, હવે હું કહેવી રીતે નવજીવન મેળવી સકું ત્હેનો ઉપાય બતાવો." વાસ્તવિક તે પ્હેલાંના કરેલા અપરાધોને માટે એટલો બધો અનુતપ્ત થયો હતો કે ત્હેને ખાવામાં પણ સુખ માલમ પડતું નહોતું. બંધુબાંધવનું હસતું ત્હેના ત્હૃદયને કાંટાની પેઠે ખૂંચતું હતું. સૂવા, બેસવામાં, સ્વપ્નામાં તે કેવળ ઉપરનો વિચાર કરતો હતો. ખરેખર આ વ્યાકુલતાજ ત્હેના નવજીવન મેળવવાનો ઉપાય થયો હતો. રોગ અને દુઃખની યંત્રણામાં તે એટલો બધો શીર્ણ થઇ ગયો હતો કે તેને પડખું ફેરવવાને માટે બીજાં માણસની મદદ લેવી પડતી હતી. પરંતુ સદાલોચન અને ઇશ્વરતત્વની વાત સાંભળતાંજ પથારીમાંથી ઉઠીને બેસતો હતો અને ત્હેમાં સામેલ થઇને આનંદિત થતો હતો. આહા! ઇશ્વરના નામની કહેવી અસાધારણ શક્તિ છે! કહેવો અપાર મહિમા છે!

પાપહારી પરમેશ્વરને મેળવીને ત્હેનું ચિત્ત આનંદથી

ઉત્ફુલ્લ થયું હતું ખરૂં, ઇશ્વરના બલથી હાલ બલવાન થયો હતો ખરો, પરંતુ દુઃખ દારિદ્રયે આવીને ત્હેને એકદમ જર્જરીભૂત કરી મૂકયો હતો. કાલે શું ખાઇશ ત્હેનું ઠેકાણું નહોતું. છેલ્લે તે દયાળુ હૃદયનો પ્રચારક ત્હેનું દુઃખ જોઇને કાતર થયો અને ત્હેને મદદ આપવા લાગ્યો. પરંતુ કહેવો આશ્ચર્યકારક બનાવ! તે નિઃસ્વ, જરાજીર્ણ, શું ખાઇશ ત્હેનું જેને ઠેકાણું નથી, તે બોલ્યો,–મહારાજ! “હું આપની પાસેથી પૈસાની પ્રાર્થના કરતો નથી; આપ જો મ્હેરબાની કરીને રોજ હાવી રીતે મ્હારી પાસે આવીને ઉપાસના કરી જાઓ અને ધર્મજ્યોતિથી મ્હારા મનને પ્રકાશ આપો તો હું વિશેષ આભારી થઇશ.” આહા! હેના જીવનમાં કહેવું સુંદર પરિવર્ત્તન થયું હતું!

---

## પુત્રનું સત્સાહસ.

એક વખતે સાંજે એક છોકરો પોતાને ઘેર આવીને પોતાના પિતાને કહેવા લાગ્યો–“પિતાજી! હું આજે દારૂ પીવાની વિરૂદ્ધમાં પ્રતિજ્ઞાપત્રમાં સહી કરી આવ્યો છું, હું તે પ્રતિજ્ઞા પાળી સકું ત્હેને માટે ત્હમે મ્હને મદદ આપશો કે નહિં?” પિતાએ કહ્યું “હા હું નિશ્ચય ત્હને ત્હેમાં મદદ આપીશ.” છોકરાએ કહ્યું “પિતાજી! હું એક પ્રતિજ્ઞાપત્ર લાવ્યો છું. ત્હેમાં ત્હમે સહી કરો?”

પિતાએ કહ્યું "ચાલ્યો જા; ઘેલોબેલો થયો છે કે શું? હું જો દારૂ પીવો મૂકી દઉ તો મ્હારા સોબતીઓ આવીને એકઠા દારૂ પીવા બેશે ત્યહારે હું શું કરૂં? તે વેળાએ મ્હને ઘણું શરમાવું પડશે, તેથી મ્હારી આબ્રૂ રહેશે નહિ?" બાળકે કહ્યું "પિતાજી! એકવાર યત્ન કરીને જુઓ તો સઈ?" પિતાએ જવાબ આપ્યો "ચાલ્ય તું હમણાં ઘણું બોલવા શીખ્યો છે? પુત્રે કહ્યું "સારૂં તે નહિ કરો. પરંતુ મ્હને ત્હમે દારૂ પીતી વેળાએ બાટલી લાવવાને કહેશો તો નહિં" પિતાએ કહ્યું "હા! લાવવાને ત્હને કહીશ નહિં અને બાટલીને અડકવા દઇશ નહિં ત્હેવી તજવીજ રાખીશ."

એ બનાવને કેટલાંક અઠવાડિયાં ગયા બાદ એક શાંજની વેળાએ બે લશ્કરી અમલદાર ત્હેને ઘેર આવ્યા, ત્હેને આવકાર દઇને બેસાડ્યા. ત્યહારપછી તેઓએ દારૂ પીવાની ઇચ્છા પ્રકાશ કરી તે વખતે ત્હેના ઘરમાં દારૂ ખપી ગયો હતો, તેથી પિતાએ પુત્રને પાસેથી દારૂની દુકાન ઉપરથી કેટલીક બાટલી દારૂની લઇ આવવાને કહ્યું. પુત્ર માનની સાથે ઉભો રહ્યો, દુકાન ઉપર ગયો નહિ. "શું થયું છે, ઉભો કેમ, જા, ત્યહાં જઇને કહી આવ્ય કે મ્હારી પાસે કેટલીક બાટલી મોકલે." હાવું પાછું પિતાએ કહ્યું તેથી બાળક લાચારીથી દારૂની દુકાન ઉપર ગયો, અને થોડીવાર પછી ખાલી હાથે આવ્યો. તે જોઇને પીતાએ ગુસ્સે થઇને પૂછ્યું ક્યહાં છે બાટલિયો, બાટ-

લિયો ક્યહાં છે ?" પુત્ર ડરતો હળવે હળવે કહેવા લાગ્યો " મ્હેં દારૂની બાટલી દુકાનદારની પાસેથી માગી હતી. ત્હેણે બાટલીઓ કાઢીને મ્હને લઇ જવાને કહ્યું. હું દારૂને અડકયો નહિં. પિતાજી ગુસ્સે થશો નહિં ! મ્હેં કહ્યું કે ત્હમે દારૂ હમણાં મોકલી દ્યો. હું કોઈ રીતે દારૂ લાવી સકતો નથી."

પુત્રનો વિનીત તિરસ્કારનો મર્મ સમજ્યાથી સુરાસક્ત પિતાને ભાન આવ્યું. ત્હેના પ્રાણમાં ઘણો આઘાત લાગ્યો. એકદમ બન્ને આવનારને કહ્યું. " જુઓ મહાશય, ત્હમે બધું સાંભળ્યું છે ? ત્હમારી જેમ મરજી હોય તેમ કરો. દારૂ આવે તો ત્હમારી પીવાની ઇચ્છા હોય તો પી સકશો; પરંતુ હાનાપછી મ્હારા ઘરમાંથી એક ટીપું પણ મળશે નહિં, હું આજથી એક ટીપું પણ દારૂનું મ્હોંમાં નાખીશ નહિં !" ત્યહારપછી સર્વની સામે પુત્રને તેણે પેલું દારૂ નહિ પીવાનું પ્રતિજ્ઞાપત્ર લાવવા કહ્યું. તરત છોકરો સાનંદ ચિત્તથી પિતાની પાસે પ્રતિજ્ઞાપત્ર લાવ્યો. તેણે તરત ત્હેના ઉપર સહી કરી ને તે દિવસથી જન્મને માટે સુરાપાનનો અભ્યાસ છોડી દીધો ? પુત્રના સત્સાહથી પિતાનો ઉદ્ધાર થયો.

ત્યહારપછી દુકાનદારે બાટલીઓ મોકલી. પરંતુ બાટલિયો જેમ આવી હતી ત્હેમ ટેબલ ઉપર ગોઠવેલી રહી. કોઇએ ત્હેને હાથ પણ લગાડયો નહિં.

---

## કન્યાદ્વારા પિતાનું શુદ્ધિમાં આવવું.

આ વિશ્વસંસારમાં સામાન્ય વસ્તુમાંથી ભગવાન જે મહાન્ ફલ ઉત્પન્ન કરે છે તેના ઉપર થોડો પણ વિચાર કર્યાથી સત્હૃદય પ્રેમિક સ્તંભિત થઇ જાય ત્હેમાં વળી આશ્ચર્યસરખું તે શું? ઘણી વખતે તે અજ્ઞાન બાળકદ્વારા પણ ઘોર સંસારી ધર્મવિહીન પિતાને સાવચેત કરેછે. હમે નીચેનો એક ખરો બનાવ લખિયે છિયે. થોડાં વર્ષ ઉપર વિલાયતમાં એક ધનવાન માણસ રહેતો હતો. આ માણસે પોતાની હોશિયારી અને મ્હેનતથી પુષ્કળ પૈસો એકઠો કર્યો હતો, પરંતુ ધર્મ અને સર્વ ઐશ્વર્યનો મૂળાધાર જે ઈશ્વર ત્હેને તે વિસરી ગયો હતો. સંસાર અને વિષય કાર્યમાં તે એટલો બધો લાગેલો હતો અને તે સર્વને એટલો બધો સારપદાર્થ સમજતો હતો કે ધર્મનો વિચાર કદી ત્હેના સ્વપ્નામાં પણ આવતો નહોતો. એક દિવસે સાંજની વેળાએ પોતાના કામમાંથી પરવારીને ઘેર આવીને કપડાં બદલીને વિશ્રામ કરતાં કરતાં તેણે પોતાની એક પ્રિયતમ કન્યાને પોતાની પાસે બોલાવી. બાળકી પિતાનો અવાજ સાંભળતાંજને આનંદથી દોડતી દોડતી જઇને પિતાને ગળે વળગી પડી. પિતા કન્યાનું મુખચુંબન કરી ત્હેની સાથે વાતચીત કરવા લાગ્યો. તરેહવાર રીત્યે થોડા વખત સુધી વાતચીત કર્યાપછી બાલિકા પિતાને સંબોધી કહેવા લાગી, "પિતાજી!

હું જો ત્હમારા જેટલી મ્હોટી હોત તો ઘણું સારૂં થાત ?" પિતાએ બાલિકાનું હાવું કહેવાનું કારણ જાણવા માટે ત્હેને પૂછ્યું "મ્હારા જેવી મ્હોટી હોત તો કેમ સારૂં થાત." બાલિકાએ જવાબ આપ્યો "પિતાજી ! હમે ન્હાનાં છિયે, તેથી હમને નિશાળમાં જઇને પ્રાર્થના કરવી પડેછે. પરંતુ જો હું ત્હામારા જેટલી મ્હોટી હોત તો મ્હને પ્રાર્થના કરવી પડત નહિં, કારણ કે ત્હમે તો કદી પ્રાર્થના કરતા નથી ! જણાય છે કે ત્હમે જ્યારે મ્હારા જેવા ન્હાના હશો, ત્યારે શું પ્રાર્થના કરતા નહિં હશો ?" બાળકીનાં હાવાં સરળ વાકયોએ પિતાનું ત્હદય ઘણું વ્યાકુળ કરી મૂકયું. જે ત્હદય સેંકડો ધર્મોપદેશથી ચળ્યું નહોતું, તે આ સામાન્ય કારણથી આત્મચિંતાથી અને પ્હેલાંની યાદદાસ્તથી અસ્થિર થઇ પડયું ! પિતા તે દિવસથી સર્વસ્વ છોડી દઇને ધર્મનો ભિખારી થયો, અને તેણે પોતાનો પ્રાણ દયામય પરમેશ્વરના ચરણમાં આખી ઉમ્મરને માટે સમર્પણ કર્યો.

---

## એક શ્રોતાની સામે ભાષણ.

અમેરિકા ખંડમાં ડાકટર લિમન બીચાર નામનો એક પાદરી છે તે ઘણો સારો ભાષણ કરનારો છે. ત્હેની ઉમ્મર હાલ એંશી વર્ષની હશે. ત્હેને વિશે હેવું કહેવામાં આવેછે કે જ્ય્હારે તે જુવાન હતો, ત્ય્હારે એક વખત

ત્હેના એક મિત્રે માંદા પડવાથી પોતાના દેવળમાં પ્રાર્થના કરવાને ત્હેને વિનંતિ કરી, જે રવિવારે બીચારને પોતાના બંધુ પાદરીના દેવળમાં પ્રાર્થના કરવાની હતી, તે દિવસે ભોગજોગે ઘણું તોફાન થતું હતું. અને ઘણો વરસાદ વરસતો હતો. હેવી વખતે કોઈપણ માણસ ઘરમાંથી નીકળી સકે એમ નહોતું. તે છતાં બીચાર પોતાની ફરજ પૂરી પાડવા વાસ્તે દેવળમાં યથાસમય ગયો. પણ ત્યહાં તે વેળાએ કોઇપણ માણસ આવ્યું નહોતું. તે થોડીવાર વાટ જોતો બેઠો પણ કોઇ પણ આવ્યું નહિં. ત્યહારે ત્હેણે બાઇબલ ઉઘાડીને વાંચવા માંડચું અને પ્રાર્થના કરવાનો આરંભ કર્યો. એટલામાં એક માણસ આવ્યો. તે કંઇ ઉપાસના કરવાના ઇરાદાથી આવ્યો નહોતો પણ વરસાદ જોરથી પડવાને લીધે ચાલવાને અસમર્થ થયો હતો તેથી થોડો આશરો લેવાના ઇરાદાથી આવ્યો હતો. વરસાદ બંધ થઇ જાત તો તે નાશી જાત. પરંતુ બીચાર ત્હેને આવેલો જોઇને પોતાનો સંકલ્પિત ઉપદેશ આપવા લાગ્યો. વરસાદ બંધ થયો પણ તે માણસ ઉઠચો નહિં. ઉપદેશે ત્હેના ચિત્તને ખેંચ્યું હતું. ઉપદેશ ઉપાસના પ્રાર્થનાદિ થઇ ગયા પછી તે માણસે બીચારની સાથે થોડીક વાતચીત કરી. ત્યહાર પછી બન્ને એક બીજાથી જૂદા પડીને પોત પોતાને મુકામે ગયા.

આ બનાવને આશરે ૨૫ વર્ષ થઇ ગયા પછી એક

દિવસે કોઇ સભામાં એક વૃદ્ધ પુરૂષ એકદમ બીચાર-ની પાસે આવીને નમ્રતાની સાથે પૂછવા લાગ્યો. "મ-હારાજ મ્હને આપ ઓળખો છો?" બીચારે અજાયબ થઇને કહ્યું "નહિં." તે માણસ બોલ્યો, આજથી આ-શરે ૨૫ વર્ષ ઉપર એક દિવસે ઘણો વરસાદ વરસતો હતો તે દિવસે અમુક દેવળમાં આપ પાદરીના કામમાં હતા તે શું યાદ નથી?" બીચારે કહ્યું "હાછે." ઉપલ્યા માણસે ફરી કહ્યું "તે દિવસે તે દેવળમાં એક માણ-સ હાજર હતો, અને ત્હેનીજ પાસે આપે ઉપદેશ આ-પ્યો હતો તે શું યાદ નથી?" બીચારે જવાબ આપ્યો "હાછે." તે માણસે કહ્યું "મહારાજ! હુંજ તે માણસ. હું આપને સુખદાયક ખબર આપવા આવ્યોછું કે તે ઉપદેશ મ્હને નવજીવન મળવાનું કારણ થયું. હું ત્હેની પ્હેલાં ઘણો સંસારી અને ખરાબ ચરિત્રનો હતો. ધર્મની વાત હું કંઈજ જાણતો નહોતો. બેફિકર થઇ હું પાપના માર્ગમાં ફરતો હતો, સંસારમાં ધન, માન ઉત્પન્ન કરવાની ફિકરમાં લાગેલો હતો. આપના તે ઉ-પદેશની અસરથી તે દિવસે જગદીશ્વરે મ્હારા ત્હદયનો પથ્થરનો દરવાજો ઉઘાડો કરી નાંખ્યો હતો. ત્યહારથી હું આત્મમાં રત થયો, અને મેં ઇશ્વરની આગળ પ્રાર્થ-ના કરવાનો આરંભ કર્યો. ધીરે ધીરે મ્હેં મ્હારો વ્હેપાર છોડી દઇને ધર્મપ્રચાર કરવાનું વ્રત લીધુંછે. આપ સાં-ભળીને કદાચ ખુશી થશો કે આ અધમના દ્વારા જગ-

દીશ્વરે ૩૦૦ માણસને મુક્તિને માર્ગે આણ્યાં છે. મ્હારી અરજ છે કે આપ હમણા મ્હારી સાથે આવીને મ્હારૂં કાર્યક્ષેત્ર જુઓ.

ઇશ્વરના રાજ્યમાં વિશ્વાસની સાથે બીજ વાવો. એ રાજ્યમાં સારી વાત મરતી નથી. કોણ જાણે જો એક આત્માને પણ મુક્તિના માર્ગે લાવી સકિયે તો તે એક આત્મા ફરી ઘણાક આત્માને લાવી સકશે.

---

## બાલિકાની પ્રાર્થના.

એક માણસ ખરાબ સોબતમાં પડીને અસચ્ચરિત્ર થઇ ગયો હતો. એક દિવસે તે ઉંઘતો હતો તે વખતે ત્હેની એક ન્હાની છોકરી બારી આગળ ગુંટણપર બેશીને પ્રાર્થના કરતી હતી–" હે ઇશ્વર ! પિતાનું મન ખરાબ માર્ગથી ફેરવો; ત્હેનું ચરિત્ર પ્હેલાંના જેવું કરો; માનું વિપન્ન મુખ પ્રફુલ્લ કરો; ત્હમારી ઇચ્છા પૂર્ણ થાઓ ! " હેવી વખતે ત્હેની મા ઘરમાં પ્રવેશ કરીને કન્યાની પ્રાર્થના સાંભળી આસ્તે આસ્તે છોકરીના પિતાને ઉઠાડીને કહેવા લાગી "સાંભળો, મિલિ ચંડી પ્રાર્થના કરે છે." કન્યા પાછી પ્રાર્થના કરવા લાગી, " હે ઇશ્વર પિતા મ્હને પ્હેલાંના પ્રમાણે સ્નેહ કરે અને ખરાબ રસ્તો છોડે, હેવો આશીર્વાદ કરો." તેની મા ત્હદયનો વેગ સંભાળી નહિ સકયાથી બોલી ઉઠી, "પ્રિયતમ ! આ-

પણે એકઠાં જે દુઃખ ભોગવ્યું છે, આપણા લગ્નની વેળાએ જે પ્રતિજ્ઞામાં બંધાયાછો અને મ્હારા ઉપર એક વેળાએ જે પ્રેમ કરતા હતા, ત્હેના ત્હમને સમ છે. હવે ત્હમે આ બાળકના જીવનને દુઃખભારાક્રાંત કરશો નહિં. આવો, આપણે પાછા સુખથી દિવસ ગાળીએ. તે વેળાએ પેલા માણસનો વિવેક તેનો ધિક્કાર કરવા લાગ્યો. તેની આંખ્યો આંસુથી ભરાઇ ગઇ અને તે કહેવા લાગ્યો " ઈશ્વરના આશીર્વાદથી મ્હારે માટે હવે ત્હમને કષ્ટ થશે નહિં. તે દિવસથી તે સુધરી ગયો અને પોતાની પ્રતિજ્ઞા પાળવા લાગ્યો.

---

## માતૃસ્નેહનો જય.

એક પૈસાદાર માણસને એકનો એક છોકરો હતો. ત્હેને બીજું કંઈ છોકરૂં છૈયું નહોતું. પૈસાદારે અને ત્હેની બાયડીએ બાલ્યકાલથી લાડ લડાવીને છોકરાને ખરાબ કરી મૂક્યો હતો. તે વિદ્યાભ્યાસ ઉપર ધ્યાન આપતો નહોતો. જે ત્હેને શીખવું જોઇતું હતું ત્હેના ઉપર કંઇ પણ નજર આપતો નહોતો. ધીરે ધીરે બાળક જ્ય્હારે જુવાનીમાં આવવા લાગ્યો ત્ય્હારે ત્હેનો ખરાબ સ્વભાવ વધારે બગડી ગયો. તે સર્વદા ખરાબ માણસોની સંગતમાં રહીને નાના પ્રકારની કુત્સિત ખુશીમાં રત રહેતો, અને આડોશીપડોશીના ઉપર ઘણો જુલમ ગુજારતો

હતો. માબાપે આજ્ઞા, તિરસ્કાર, અશ્રુપાત વગેરે વિવિધ ઉપાય અવલંબન કરી જોયા, તોપણ તેઓ કોઇ રીતે ખરાબ પ્રકૃતિ જુવાનમાં ચૈતન્ય ઉત્પાદન કરી સક્યાં નહિં. તે દિવસે દિવસે પાપના ઉંડા ખાડામાં નિમગ્ન થતો ચાલ્યો. છેલ્લીવારે જ્ઞાતિ, કુટુંબ વગેરે આડોશી-પડોશીઓએ ત્હેના જુલમથી કંટાળીને ત્હેના પિતાને કહ્યું "હાવી રીત્યના પુત્રનો ત્હમે ત્યાગ કરો. જે કુળ-નો કલંક અને ઘરનો કંટક છે ત્હેને પુત્ર કરીને માનશો નહિં. હેને ત્હમે ત્હમારા સર્વ વિષય વારસાથી વંચિત કરો." ગૃહસ્થે જ્ઞાતિ કુટુંબની આ સૂચના સાંભળીને પુ-ત્રને સાવચેત કર્યો, પરંતુ ત્હેનાથી પણ ત્હેની આંખ્ય ઉઘડી નહિં. છેલ્લીવારે સગાંવ્હાલાંઓએ એક અવાજથી કહ્યું કે ત્હેનો ત્યાગ નહિં કરશો તો હમે ત્હમારી સાથે કંઈપણ સામાજિક સંબંધ રાખશું નહિ. હાવી રીત્ય-નો ભય દેખાડચાથી ગૃહસ્થે પુત્રનો ત્યાગ કરવાનું ક-બૂલ કર્યું.

જે દિવસે છોકરાને ત્યાગ કરવાની ક્રિયા કરવાની હતી તે દિવસે ગૃહસ્થે પોતાના ઘરમાં આડોશીપડો-શી, સગાંવ્હાલાંઓને બોલાવ્યાં હતાં. તે વેળાએ પેલો પાપાસક્ત યુવક બીજા એક ખંડમાં સોબતિયોની સાથે જુગાર રમવામાં મશગૂલ હતો. ત્હાં એક માણસ આ-વીને કહેવા લાગ્યો. "હે ભાઈ? તું હમણાં શું કરેછે! બીજા ખંડમાં જઇને જો ત્હારો પિતા સર્વેની સામે લ-

ખત કરીને ત્હને જન્મને માટે પિતૃધનથી વંચિત કરેછે."
તે સાંભળીને યુવક હસીને કહેવા લાગ્યો, "ત્યાગ કરે-
તો ભલે, હું પિતાનું ધન ચ્હાંતો નથી, હું આ દુનિ-
યામાં મ્હારા ઉપાયથી ધન પેદા કરીશ." હેવું બોલીને
પાછો જુગાર રમવા લાગ્યો. થોડીવાર રમ્યાપછી તે
પોતાના સોબતીને કહેવા લાગ્યો, "ત્હમે સર્વ જરા
થોભો. મ્હને સર્વ ધન ઐશ્વર્યથી મ્હારો પિતા વંચિત કરેછે.
આ વખત ભય દેખાડીને કેટલાક રૂપિયા લઈ આવું."
હાવી રીત્યનું કહીને એક તરવાર હાથમાં લઇને જ્યહાં
બધાં આડોશીપાડોશી અને માબાપ બેઠાં હતાં તે ખં-
ડની તરફ જઈને દરવાજાની પાસે છુપાઇને જોવા લા-
ગ્યો. ત્હેણે જોયું કે ત્યાગ પત્ર લખાઇ પૂરૂ થયું છે
અને આવેલા માણસોએ એક પછી એક પોતાના
દસકત કર્યા છે. બધાના દસકત થઇ રહ્યા પછી પેલા
યુવકનો પિતા લખત ઉપર સહી કરવા જાયછે તેટ-
લામાં ત્હેની સ્ત્રીએ દોડી આવી ત્હેનો હાથ પકડ્યો.
અને કહ્યું. "ઘણાં વર્ષોથી આપણું લગ્ન થયું છે, મ્હેં
કંઇપણ ત્હમારી પાસેથી ભિક્ષા માગી નથી. આજ મ્હને
આ ભિક્ષા આપો કે આપણા એકના એક છોકરાને
રસ્તાનો ભિખારી કરશો નહિં. ત્હેણે ઘણું ધન ઉડા-
વ્યું છે, બાકી રહેલું ધન ઉડાડશે, આપણે કદાચ ત્હેને
માટે મરીશું, પરંતુ ત્હેના ઉપર કઠોર વ્યવહાર કરશું
નહિં. થોભો, હજી પણ જગદીશ્વર ત્હેનું મન ફેરવી સ-

કરો." હાવી રીતે કહીને યુવકની મા વ્યાકુલ થઇને રોવા લાગી. આથી પિતાનું પણ હૃદય પીગળ્યું. ત્હેણે આડોશીપડોશી અને સગાંવ્હાલાંને કહ્યું મ્હને ક્ષમા કરો. હું મ્હારા એકના એક છોકરાનો પરિત્યાગ કરી સકતો નથી. ત્હેણે પોતાની ફરજ બજાવી નહિં તેથી હું ત્હેનો પિતા થઈને હાલું કામ કરીશ નહિં. કદાચ દરિદ્ર થઈને હું રસ્તાની એક બાજુએ બેશી ભીખ માગીને ખાઈશ, તથાપિ પિતા થઇને છોકરાનો ત્યાગ કરીશ નહિં. આપ મ્હારી સાથે સર્વ પ્રકારનો સામાજિક સંબંધ છોડો."

આ પાખંડ પાપાસક્ત યુવક જે ઘણા દિવસથી માનાં આંસુ જોઇને તેની મશ્કરી કરતો હતો અને માર મારી ત્હેના કોમળ અગને જેણે જર્જરિત પણ કર્યું હતું, તે પણ આજ આ બે છબિ જોઈને લજ્જાથી અવનત થયો. એક તરફ તેની નીચતા, બીજી તરફ જનનીનું મહત્વ, એક તરફ ત્હેની સ્વાર્થપરતા, બીજી તરફ માતાનો નિઃસ્વાર્થ પ્રેમ તે હવે સહન કરી સકયો નહિં. રોતો રોતો સભામાં આવીને આવેલાં આડોશીપાડોશી અને સગાંવ્હાલાંને કહેવા લાગ્યો. "આપ મ્હારાં માબાપનો પરિત્યાગ કરશો નહિં. બીજા કેટલાક દિવસ વાટ જુઓ. હું હવે મ્હારા માબાપને દુઃખ આપીશ નહિં. હું ત્હમારી સામે પ્રતિજ્ઞા કરૂંછું કે આજથી મ્હેં પાપનો માર્ગ પરિત્યાગ કર્યો." તે દિવસથી ખરેખર તેણે પાપનો રસ્તો છોડયો.

---

# જડની ભાષા.

જેને આંખ્ય છે તે જગત્‌ની દરેક વસ્તુમાંથી પુષ્કળ જા-ણવાને સમર્થ થાયછે; જેને કાન છે તે બીજાને અગોચર એવા ઘણાક વિષય સાંભળીને કૃતાર્થ થાયછે. ત્હમે જેને સામાન્ય બનાવ જાણીને તુચ્છ સમજોછો, જ્ઞાની મનુ-ષ્યો ત્હેમાં ઇશ્વરનો હાથ જોઈને કોઇ વેળાએ આનંદિત થાયછે; કોઇ વેળાએ સ્તંભિત થાયછે. એક સડેલા પાતરાની નસોમાં તે કેટલું જ્ઞાનકૌશલ્ય જોયછે. પુષ્પ ત્હેને પવિત્રતાનો ઉપદેશ આપેછે. વૃક્ષ ત્હેને સહન-શીલતા શીખાડેછે. નદી ત્હેને પ્રેમની ઓળખાણ આ-પેછે. તૃણ ત્હેને વિનયનો નમુનો દેખાડેછે. વિચારવં-તની આગળ દરેક વસ્તુ વાત કરેછે. પ્રકૃતિનું પુસ્તક ઉ-ઘાડું છે. જેને આંખ્યો છે, તે વાંચી સકેછે; જે આંધળો છે, અથવા જે પોતાની મરજીથી આંખ્ય બંધ કરેછે તેની આગળ સઘળું અંધારૂં છે.

મોતીલાલ એક શીખેલો ગૂજરાતી જુવાન હતો. તે પોતાની બુદ્ધિથી યુનિવર્સિટિની પરીક્ષામાં ઘણી ખ્યા-તિની સાથે પાસ થયો હતો. યુનિવર્સિટિમાં જ્યહારે તે હતો તે વેળાએ તેણે એક સભામાં "જાન સ્ટુઅર્ટ મિલ અને ત્હેનો મત" એ વિષય ઉપર એક વ્યાખ્યાન આપ્યું હતું ત્હેના ઉપરથી ત્હેની વિદ્યા અને વિચાર કરવાની શક્તિનો ઘણો સારો પરિચય મળ્યો હતો. પરંતુ તે જે

પ્રોફેસરની પાસેથી દર્શનશાસ્ત્ર શીખતો હતો, તે અધ્યાપક પોતે ઘણો સંશયવાદી હતો. આથી મોતીલાલનું મન પણ સંશયવાદની તરફ ઢળ્યું. ત્હેમાં આશ્ચર્યનો વિષય કંઇજ નથી. સરકારી કાલેજોમાં ધર્મનું શિક્ષણ આપવામાં આવતું નથી; ઉલટું ત્હેથી વિપરીતજ બનેછે. મ્હેં ઘણી જગાપર જોયું છે કે, ઘણીક વખતે સંશયવાદી, નાસ્તિક અધ્યાપકના દોષથી શિક્ષિત યુવકોનો ધર્મવિશ્વાસ પ્હેલાં વિચલિત અને પછી ઉન્મૂલિત થઇ જાયછે, અને અંતે તે સંશયવાદ તથા નાસ્તિકતા તેઓની નીતિના મૂળમાં કુવાડો મારેછે અને તેઓને પાપ તથા દુઃખના સ્રોતમાં તણાતા મુકેછે. ઘરમાં ત્હેને કંઇ પણ રોકવાનો યત્ન કરવામાં આવતો નથી. માબાપ પણ "આજકાલનાં છોકરાં કંઇ પણ માનતાં નથી" એમ જાણી કંઇ પણ યત્ન કરતાં નથી. ઘરમાં ધર્મનું શિક્ષણ તો જવલ્લેજ હોયછે. બીજી તરફથી પશ્ચિમનું વિજ્ઞાન શીખવાથી તેઓનો બાલ્યકાલનો કુસંસ્કાર જતો રહેછે અને ધીરે ધીરે તેઓની હિંદુધર્મઉપરની આસ્થા જતી રહેછે. ત્હેને બંદલે તેઓ કોઇ ઉન્નત ધર્મનું શિક્ષણ મેળવી સકતા નથી; ઉલટું અંગ્રેજી. દર્શનશાસ્ત્રના અધ્યાપકોની પાસેથી સંશયવાદ તથા નાસ્તિકતા શીખેછે. એનું પરિણામ શું થાય છે તે પુષ્કળ શીખેલા યુવકોનાં ચરિત્રમાં જોવામાં આવેછે. મોતીલાલનાં જીવનમાં પણ આ વિકૃત શિક્ષા પ્રણાલીનું ફલ જલદી પ્રકાશિત થયું.

પૈસાના સંબંધમાં મોતીલાલને કોઇ રીત્યનો અભાવ નહોતો. ત્હેની જે વિષયસંપત્તિ હતી ત્હેમાંથી તે વગર ધંધે બેશીને સુખેથી ખાય એટલું હતું. મોતીલાલે અભ્યાસ સારો કર્યો હતો. જ્યહાં તે જતો હતો ત્યહાં ત્હેને વિદ્વાન્ અને બુદ્ધિમાન્ સમજીને ઘણું માન મળતું. રૂપમાં, ગુણમાં મોતીલાલના જેવો માણસ મળવો મુશ્કેલ હતો. તથાપિ મોતીલાલ સુખી નહોતો. તે હમેશાં ચિંતાતુર રહેતો હતો. કેમ તે અસુખી હતો ત્હેનું કારણ કંઇ સમજાતું નહોતું. જ્યારે વિચાર કરીને જોવામાં આવતું ત્યારે ત્હેનામાં કંઇ અભાવ જણાતો નહોતો. તો પણ ત્હેનું ત્હૃદય શૂન્ય જણાતું. કંઇ પણ ત્હેને સારૂં લાગતું નહોતું. ત્હેની પાસે સર્વ કાંઇ છતાં ત્હેને કાંઇક વસ્તુની ખોટ હોય એમ જાણે માલમ પડતું. ત્હેનો પિતા અને બીજાં સગાંવ્હાલાં ત્હેના અસુખનું ખરૂં કારણ ન જાણી સક્યાથી નાનાપ્રકારનાં અનુમાન અને કલ્પનાનો આશ્રય લેવા લાગ્યાં. તરેહવાર ઉપાય અવલંબન કરવા લાગ્યાં. પ્હેલાં ત્હેનાં પિતાએ સગાંવ્હાલાંની સલાહથી ત્હેને સંગીતશાસ્ત્રની આલોચના કરવાને કહ્યું. ત્હેણે થોડા દિવસ સુધી સંગીત શીખવા માંડયુ. ત્હેમાં સુખ નહિં મળ્યાથી ત્હેણે સંગીત છોડી દીધું.

ત્હેનો પિતા પાછો ચિંતિત થઇને ઉપાય શોધવા લાગ્યો. સઘળાઓએ સલાહ આપી કે થોડા દિવસ ત્હેને દેશભ્રમણ કરવાને મોકલ્યાથી સારૂં થશે. નવી નવી

જગા અને નવા નવા દેખાવ જોઈને ત્હેનું ચિત્ત પ્રફુલ્લ થઇ સકશે. ત્હેની પણ બાલ્યકાળથી તરેહવાર જગા જોવાની પ્હેલાંથી ઇચ્છા હતીજ. તેથી ઉપલી સૂચનાથી તે ખુશી થયો; અને હિંદુસ્થાનની જે જોવા જેવી જગા છે તે જોતો જોતો એક વર્ષે ઘેર પાછો આવ્યો. પરંતુ ઘરમાં આવીને ફરી પ્હેલાંના વિષાદમાં ત્હેનું ચિત્ત પરિપૂર્ણ થયું.

પુસ્તકો વાંચ્યાથી મનનો વિષાદ દૂર થશે એવી આશાથી મોતીલાલ થોડા દિવસને માટે બંધુ બાંધવોની સોબત છોડીને એકાંત જગામાં અધ્યયન અને વિચાર કરવા લાગ્યો. પરંતુ જેટલો તે અભ્યાસ અને વિચારમાં નિમગ્ન થતો તેટલો ત્હેનો સંશય વધતો ગયો અને તેથી ત્હેનું ચિત્ત વ્યાકુળ થઇ ગયું. ત્હેનું નિરાનંદ ધીરે ધીરે વધવા લાગ્યું.

ત્હેનો હાવી રીત્યનો ભાવ જોઇને ત્હેનાં માબાપ ઘણા વિચારમાં પડચાં. તેઓએ વિચાર કર્યો કે તે કોઇ કારણથી પોતાની બાયડીના ઉપર મર્માન્તિક અસંતુષ્ટ હોવો જોઇયે. વિષાદનું કારણ તેજ હોવું જોઇયે. હેવી રીત્યનો વિચાર કરીને પોતાના છોકરાનું ફરી લગ્ન કરાવવાનો યત્ન કરવા લાગ્યા. પરંતુ મોતીલાલે આ સૂચના સાંભળી વિનીતભાવથી પિતાને કહ્યું "મ્હારૂં ફરીથી લગ્ન કરવાની કોશેશ કરવી વૃથા છે. મ્હારી બાયડીના ઉપર મ્હને કંઇ વિરાગ નથી. મ્હારા વિષાદનું કારણ બીજું છે."

મોતીલાલનો પિતા આ વાત સાભળીને ઘણો આશ્ચર્યવાન થયો અને થોડી વિરક્તિની સાથે બોલ્યો "તું બુદ્ધિશાળી છે, લખતા વાંચતાં શીખ્યો છે; ત્હને હવે હું શું ઉપદેશ આપું? ત્હારી વિવેચનામાં જે કંઇ સારૂં લાગે તે કરય; પરંતુ હાવી રીતે માબાપને કષ્ટ આપવું ત્હને ઉચિત નથી." મોતીલાલે જવાબ આપ્યો "મ્હેં ઘણી કોશેશ કરીછે પણ હું આ ભાવને દૂર કરી સકતો નથી." ત્હેના પિતાએ તે વેળાએ કંઇ પણ નહિં કહેતાં ત્હેના બે મિત્રોને છૂપી રીતે બોલાવીને કહ્યું "ત્હમે મોતીલાલના બરાબરિયા છો; યત્ન કરશો તો ત્હમે ત્હેના માનસિક રોગનો પ્રતીકાર કરી શકશો." તેઓએ કહ્યું કે "હમારાથી બનશે તેટલો યત્ન કરીશું." તેઓએ સલાહ આપી કે "કોઇ કોઇ વખતે મોતીલાલને પાર્ટીમાં લઇ જઇને ખુશી ખુશાલીમાં નિમગ્ન કરીશું." પેહેલાં મોતીલાલ પાર્ટીમાં જવાને માટે વિરોધી હતો; પરંતુ ત્યાં ગયાથી કદાચ પોતાની માનસિક યંત્રણા દૂર થાય એ આશાથી તે હાલમાં ગમે તે જાત્યનો ઉપાય લેવાને તૈયાર હતો. તે જ્યારથી દોસ્તની સૂચનામાં રાજી થયો ત્યહારથી પાર્ટીમાં મોતીલાલને નિમંત્રણ થવા લાગ્યું.

બાલ્યકાલથી સુરાપાનનાઉપર ત્હેને ધિક્કાર હતો. મ્હેલાં તો પાર્ટીમાં કોઇ ત્હેને સુરાપાન કરવાને કહેતું નહોતું. આ બંદોબસ્ત ત્હેના મિત્રોનો હતો; કારણ કે તેઓ જાણતા હતા કે, તેમ જો કરશું તો મોતીલાલ

વિરક્ત થઇને પાર્ટીમાં આવશે નહિં. કોઇ સુખ્યાત સાધુએ કહ્યું છે. "માણસ પ્હેલાં પાપને ધિક્કારેછે, પછી પાપના સંબંધમાં બેદરકાર થાયછે, અને અંતે ત્હેને આલિંગન કરેછે." મોતીલાલનું પણ તેવુંજ થયું. દારૂના ઉપર ત્હેને ધિક્કાર હતો પણ પાછળથી તે તે સંબંધી બેદરકાર થયો, અને અંતે દારૂથીજ ચિત્ત પ્રફુલ્લ થશે હેવું જાણીને ત્હેના મિત્રોનો અનુરોધ તે ફેરવતો નહોતો. હ્યાવી રીતે ત્હેણે થોડો થોડો દારૂ પીવાની શરૂવાત કરી. મોતીલાલ જે કામમાં લાગતો હતો તે કામનો અંત આણ્યા શિવાય તે છોડતો નહોતો; આગળનો મોતીલાલ છ મહીનામાં બદલાઇને હમણાં એક મ્હોટો દારૂડિયો થઈ ચુકયો છે. ધીરે ધીરે બીજી રીત્યના ચરિત્ર દોષ આવીને સામેલ થયાં. નાસ્તિકતા અને સંશયવાદનું પરિણામ બીજાું શું થઇ સકે ?

મોતીલાલના પિતા આ સર્વ જોઇને પ્હેલાં ઘણો ક્ષુબ્ધ થયો હતો, પછી ત્હેનાં સગાંવ્હાલાંઓએ ત્હેને ધીરો પાડયો કે "આજકાલના છોકરાં ઘણું કરીને હાવાજ નીકળેછે." પરંતુ મોતીલાલની બાયડીનું દુઃખ રહેલાઇથી જાય તેવું નહોતું. ત્હેણે જોયું કે ત્હેના જીવના સઘળા સુખનો અંત આવવા લાગ્યોછે. મોતીલાલ હવે ઘણું ઘરમાં આવતો નથી. જો કદાચ તે આવતો તો તે મનુષ્યત્વ વગરનો થઇને આવતો હતો. સ્વામીને સમજાવવાને માટે તે ઘણી કોશેશ કરવા લાગી. પરંતુ ત્હેમાંનું કંઇ

વળ્યું નહિં. આંસુ વગર હેનો એક પણ દિવસ જતો નહોતો. સ્વામીનું ચિત્ત બદલાય હેને માટે પરમેશ્વરની પાસે કાયામનોવાક્યથી પ્રાર્થના કરતી.

ધીરે ધીરે કાળ પૂર્ણ થયો. હમેશાં કોઇના દિવસ એક સરખા જતા નથી, દુ:ખની દીર્ઘ નિશાનું પણ કાળે કરીને પ્રભાત થાયછે. એક દિવસે મોતીલાલ એક પાર્ટીમાં ગયો હતો, ખુશી ખુશાલીનો આરંભ થયો હતો; એવી વખતે હેનો પ્હેલાંનો એક મિત્ર ત્યહાં આવી પ્હોંચ્યો. કોલેજ છોડ્યા પછી મોતીલાલની હાવી દુર્દશા થઇછે તે જાણતો નહોતો. તે ઘરમાં આવીને જોયછે તો હેની ઘણી ખરાબ દશા થયલી જોઇ. તે જોઈને હેણે પુછ્યું "શું તું અહિં છે કે?" મોતીલાલે શરમને મારે કંઇ પણ જવાબ આપ્યો નહિં. પરંતુ ઘણા દિવસ પછી મિત્રને જોઇને આગળની વાત સર્વ યાદ આવી. તે પ્હેલાં કહેવો હતો, હાલ કહેવો થયો છે, હેનો મનમાં ને મનમાં વિચાર કરીને તે શરમાયો! હને નિરૂત્તર જોઇને પાર્ટીના એક મિત્રે કહ્યું કે "સુખી થવાને માટે હમારી મંડળીમાં સામેલ થયોછે." કોઈ વખત એક એક શબ્દ હેવો મનમાં લાગેછે કે તે આખી ઉમ્મર સુધી ભુલાતો નથી. આ મશ્કરી મોતીલાલના અંતઃકરણની અંદર વિદ્ધ થઇ. તે કોઈને કંઇ નહિં કહેતાં ચુપચાપ બેઠો. પછી જ્યહારે સઘળા ખુશીમાં મગ્ન થયા હતા, ત્યહારે છાનોમાનો ત્યહાંથી ઉઠીને જતો રહ્યો; અને જો ઘેર જાય તો કદાચ

સોબતીઓ ઘેર આવીને તોફાન કરીને પાછો લઇ જાય હેવા ઈરાદાથી પોતાને ઘર નહિં જતાં એક ગાડી ભાડે કરીને વાલકેશ્વરમાં દરિયા ઉપરના પોતાના બંગલાની તરફ ગયો. ત્હાં આવીને ત્હેણે પિતાને કાગળ લખ્યો. " હું થોડા દિવસ સુધી બંગલામાં નિર્જનમાં રહેવાની ઇચ્છા કરૂંછું. હું ક્યહાં છું, તે કોઇને પણ કહેશો નહિં, જો કહેશો તો મ્હારો અહિં રહેવાનો ઉદ્દેશ સફલ થશે નહિ," એક માળીને કાગળ આપીને ગાડીમાં કાળકાદેવી ઉપર પોતાના મકાનમાં મોકલ્યો. માળીએ કાગળ મોતીલાલના પિતાને આપ્યો. પિતાએ કાગળ વાંચીને માળીને કહ્યું, ઠીક છે. ત્હેને કોઇ રીત્યનું કષ્ટ ન થાય હેવો બંદોબસ્ત રાખજે.

કાગળ પ્હોંચાડ્યા પછી મોતીલાલ સુવાના ઓરડામાં જઇને દરવાજો બંધ કરીને ઘણી વાર સુધી બાળકની પેઠે રોયો. એથી થોડીવાર સુધી ત્હદયનો બોજો ઓછો થયો ખરો, પરંતુ ત્હેની દુઃસહ યંત્રણા દૂર થઇ નહિં. અંતે ત્હેના મનમાં આવ્યું કે " આ જીવનનો ભાર વહન કરવાની શું જરૂર છે ? મરવાને શી હરકત છે ? અહિંના સુખદુઃખનો અંત તો અહિંજ છે, તો શામાટે.આ યંત્રણા સહન કરૂં ? સુખી થઇ સકતો નથી. સુખી થવા માટે ગયો હતો પણ હું તો કલંકમાં ડુબી ગયો, આત્મગ્લાનિનું દુઃખ વેચાતું લીધું ! આ કલંકિત જીવનનું હવે પ્રયોજન શું ?" હાવી રીત્યનો વિચાર કરીને ત્હેણે ફાંસો

ખાઇને મરવાનો દૃઢ નિશ્ચય કર્યો. આ ભયંકર વ્યાપારની સઘળી તૈયારી કરી; દોરડું ગળામાં નાખવુંજ બાકી હતું. હેવી વખતે ઘરના દરવાજા ઉપર અસ્ફુટ રોવાનો અવાજ સંભળાયો. મોતીલાલે નિરસ્ત થઇને ધીરે ધીરે દોરડું છોડીને છુપાવી મૂક્યું, અને દરવાજાની પાસે જઇને કાન દઇ સાંભળવા લાગ્યો. સ્ત્રીનો રોવાનો અવાજ ત્હેને જણાયો. આટલી રાતે દરવાજાની આગળ કોણ રૂવેછે તે જોવાને માટે દરવાજો ઉઘાડયો; દરવાજો ઉઘાડીને ત્હેણે શું જોયું ? જોયું કે ત્હેની બાયડી—ત્હેની દીના, શીણા, મલીન વેષની પત્ની એકલી દરવાજા ઉપર બેસીને નીચું માથું કરીને રૂવેછે.

માળી જ્યહારે મોતીલાલનો કાગળ લઇને કાળકાદેવીના રસ્તા ઉપર મકાનમાં જતો હતો ત્હારે મોતીલાલની સ્ત્રી ઘરની બ્હાર્ય ઉભી હતી. ત્હેણે માળીને ઓળખ્યો અને આટલી રાતે તે શામાટે આવ્યો છે તે જાણવાની તેની ઈચ્છા થઇ. અને મનમાં ને મનમાં ઘણા સંદેહનો ઉદય થયો. પ્રિયજનની કોઇ વિપત્પાતની સંભાવના થયાથી ઘણીક વખતે મન પોતાની મેળે ચંચલ થઇ પડેછે. મોતીલાલની સ્ત્રીનું મન પણ હાવીજ રીતે અસ્થિર થઈ પડયું, તેથી ત્હેણે માળીને આવવાનું કારણ પૂછયું. માળીએ અથથી તે ઇતિ સુધી કહ્યું. તે સાંભળીને મોતીલાલની સ્ત્રિયે કહ્યું કે "શેઠની તનદુરસ્તી ઠીક નહિં હશે. મ્હને ત્હેમની પાસે લઇ જા. હું આવુંછું." હેવું કહીને મોતીલાલના

પિતાને પોતે પોતાના સ્વામીની પાસે જવાનું કહ્યું. ત્હારે સસરાએ જવાની રજા આપી. તરત ગાડી જોડાવીને મોતીલાલની બાયડી વાલકેશ્વરના બંગલામાં ગઇ. માળી એક ફાનસ લાવીને બંગલામાં લઇ ગયો અને મોતીલાલ જે ઓરડામાં હતો તે ઓરડો દેખાડીને જતો રહ્યો. દરવાજો બંધ જોઇને તે રોવા લાગી. મોતીલાલે દરવાજો ઉઘાડીને આ અવસ્થામાં પોતાની બાયડીને જોઇ.

મોતીલાલે ત્હેને પૂછ્યું "ત્હમે આટલી રાતે અહિં ક્હેવી રીતે આવ્યાં? શામાટે આવ્યાં?" મોતીલાલની બાયડીએ રોતાં રોતાં સઘળી વાત કહી. મોતીલાલે પૂછ્યું "મ્હારે માટે ત્હમે આટલું બધું કષ્ટ શા માટે સહન કરોછો?" મોતીલાલની સ્ત્રીએ કહ્યું કે "મ્હારે વળી શેનું કષ્ટ? ત્હમારા સુખમાંજ મ્હારૂં સુખ છે; ત્હમારા કષ્ટમાંજ મ્હારૂં કષ્ટ છે. જો ત્હમને સુખી કરી નહિં સકું તો મ્હારા જીવનનું પ્રયોજન શું?" આ સાંભળીને મોતીલાલના હ્રદયમાં એકદમ થોડો પ્રકાશ જોવામાં આવ્યો. ત્હેણે વિચાર કર્યો, "ત્હારે શું આજ સુખનો મૂળમંત્ર છે? પારકાના ઉપર પ્રીતિ કરવાથી, પારકાને સુખી કર્યાથી શું સુખી થવાયછે? હું આટલા દિવસ સુધી પોતાનું સુખ, પોતાનું સુખ, કરીને ફરતો હતો. તેથીજ શું હું સુખી થઇ શકયો નહિં? કેટલાક માણસોએ ઘણાક ઉપાય અવલંબન કરવાને કહ્યું છે. હાવો ઉપદેશ તો મ્હને કોઈએ આપ્યો નથી. જણાય છે કે આટલા દિવસ પછી મ્હારા

દુઃખનો છેડો આવ્યો છે." હાવી રીત્યના વિચારથી ત્હેની યંત્રણાનો ઘણો ઉપશમ થયો. ત્હેણે પત્નીને સાદરથી ઓરડામાં લીધી.

ત્યહાર પછી તે દરિયાઉપરની એક બારી ઉઘાડીને એક ખુરશી ઉપર બેશીને ગભીર ચિંતામાં નિમગ્ન થયો. ઓરડામાં ચંદ્રનાં કિરણો પડચાં હતાં; ચંદ્ર જ્યોત્સ્નામા સામેના બગીચામાંનાં ફુલો હસતાં હતાં; ઝાડ શોભી રહ્યાં હતાં; સામે દરિયો શ્વેત વસન પ્હેરીને નૃત્ય કરતો હતો. જાણે સઘળી પ્રકૃતિ જીવિતમય થઇ ત્હેની સાથે વાત કરતી હોય એમ ભાસતું હતું. ઝાડ ત્હેને કહેવાં લાગ્યાં "જુઓ હમે કેટલાં તોફાન વરસાદ તડકો સહન કરીને બીજાને મધુર ફલ આપિયે છિયે; તેથી હમને શો લાભ છે? પારકાની સેવા કરવી એ હમારૂં કામ છે." ફુલોએ હસતાં હસતાં ત્હેને કહ્યું "ત્હમે આટલા બધા વિષન્ન શામાટે છો? હમે કહેવાં હસિયે છિયે! હમને આટલું સુખ થવાનું કારણ શું? પારકાને સુખી કરવાને માટે હમે સુગંધ વિતરણ કરીને તેમને આનંદિત કરિયે છિયે. ફુલમાં સુગંધ નહિં હોત તો શું જગત્‌નું કંઈ પણ કામ ચાલત નહિં? ત્યહારે હમે શામાટે સુગંધ ફેલાવિયે છિયે? પારકાને સુખી કરવાને માટેજ. જુઓ જેણે હમને આટલા સુંદર અને સુગંધવાળાં કરીને મોકલ્યાં છે ત્હેની કેટલી દયા છે!" સમુદ્ર કલકલ શબ્દથી નાચતો નાચતો કહેવા લાગ્યો જો મ્હારી આજ કેટલી શોભા છે! કેટલો આનંદ

છું! હું જ્યહાં જાઉંછું ત્યહાં શોભા આપુંછું. લાખો મનુષ્યોને મ્હારા પાણીથી સ્નાન કરાવીને તાપિત અને રોગવાળા શરીરને શીતળ કરૂંછું. હું પ્રીતિનો પ્રતિ-રૂપ છું. જો સુખી થવા ઇચ્છતા હો તો મ્હારા જેવા થાઓ. ઇશ્વરની આગળ પ્રેમની શિક્ષા મેળવીને પારકાને સુખી કરવાની તજવીજ કરો.” પ્રકૃતિની દરેક વસ્તુ ત્હેને હાવી રીત્યનો એકજ જાત્યનો ઉપદેશ આ-પવા લાગી. “જુઓ, હમે કેવળ બીજાને સુખી કરવાને મંડેલાં છિયે. ત્હમે પણ હેવુંજ કરો, એજ ત્હમારા જી-વનનું કામ છે.” સ્વર્ગીય પ્રકાશથી મોતીલાલનું ત્હદય પ્રકાશિત થયું. એકદમ ત્હેનું આખું શરીર કંટકિત થયું, ત્હેને જણાયું કે સઘળી પ્રકૃતિ એક સ્વરથી કહેછે-“ઇ-શ્વર છે; અવિશ્વાસી થશો નહિં. અવિશ્વાસ નાસ્તિ-કતામાં સુખ થતું નથી; ત્હમારા દુઃખનું ખરૂં કારણ સમજ્યો; જીવનનાં મહામંત્રનું સાધન કરો. ઇશ્વરની આજ્ઞા પાલન કરો, પારકાને સુખી કરીને ધન્ય થાઓ.”

મોતીલાલના જીવનની પરીક્ષાનો અંત આવ્યો; ત્હેનું ત્હૃદય બદલાઇ ગયું. ત્યહારથી ત્હેની નાસ્તિકતા અને સંશય દૂર થયો. ત્હેણે પારકાની સેવા કરવામાં જીવ-નને ઉત્સર્ગ કર્યું. તે જે કંઈ કરતો હતો તે સર્વ છૂપી રીતે કરતો હતો. લોકો જાણતા નહોતા; ન્યુસપેપરમાં ત્હેની પ્રશંસા આવતી નહોતી. પરંતુ ઈશ્વર ત્હેના સર્વ કામનો સાક્ષી હતો. મોતીલાલની પત્ની પણ સ્વામીનું

આવું પરિવર્તન જોઇને ત્હેની સાથે પરોપકારરૂપ મહા-વ્રત પાલન કરીને ધન્ય થઇ છે, સુખી થઇ છે.

---

## ઉપાસનાશીલ બાલક.

ટન્ટન્ નામની જગ્યા ઉપર રેવરેંડ ટી. દીવર નામનો એક પાદરી હતો. ત્હેની ઉમ્મર જ્યહારે આઠ વર્ષની હતી, ત્યહારથી ત્હેના ત્હદયમાં ધર્મભાવનો આવિર્ભાવ થયો હતો, અને નિર્જનમાં ઉપાસના નહિં કર્યાથી ત્હેને ઘણું કષ્ટ થતું હતું. એક દિવસ કંઇ કામને માટે ત્હેના ઘરમાં કેટલાક પરોણા આવીને ઉતર્યા હતા. તેથી ત્હેને ઉપાસના કરવાની યોગ્ય જગા મળી નહિં. પરંતુ ઉ-પાસના સિવાય તે રહી સકયો નહિં. વિષમ સંકટમાં પડીને તે અંતે ઉન ભરી રાખવાની એક ન્હાની કોટડી હતી ત્હેમાં જઇને ઉપાસના કરવા લાગ્યો. અંધારી ઓરડીમાં ગયાથી થોડો ભય કરવા લાગ્યો. પરંતુ જ-લદીથી ઉપાસનાના આનંદથી સર્વ વિસરી ગયો. ત્હેની બાલ્યાવસ્થામાં એક દિવસ ત્હેના પિતાનો એક મિત્ર ત્હેને ઘરે ઉતર્યો હતો તે માણસ રાતે સૂતા પછી બા-લક દીવર આવીને ત્હેનો દરવાજો ઠોકવા લાગ્યો. તેથી પેલા માણસે પૂછયું કોણ છે? દીવરે નમ્રભાવથી જવાબ આપ્યો કે મ્હને સૂવાના ઓરડાની પાસે બીજો એક નિર્જન ઓરડો છે ત્યહાં ઉપાસનાને માટે જવાની ઇચ્છા

થઇ છે. આ વાત સાંભળીને અતિથિનું ચૈતન્ય થયું. તેણે મનમાં ને મનમાં વિચાર કર્યો કે આ બાળક કહેવો ઉપાસનાને માટે નિર્જન સ્થાનની શોધમાં છે! આ બનાવ બન્યાથી ત્હેની ચિંતાનો સ્રોત તે તરફ ફર્યો, અને થોડી મુદ્દતમાં ત્હેના જીવનની ગતિ પરિવર્તિત થઇ.

---

## છોકરીની રમતથી પિતાનું પરિવર્તન.

વિલાયતમાં કોઇ કુટુંબમાં કેટલાક છોકરા અને એક આઠ વર્ષની છોકરી હતી. છોકરી દર રવિવારે નીતિ આપવાની નિશાળમાં જતી હતી. નિશાળમાં નીતિસંબંધી ઘણાક ઉપદેશ આપવામાં આવતા હતા. દારૂ પીવાની સામે ઘણાં ભાષણો થતાં હતાં. છોકરી ધ્યાન લગાડીને સાંભળતી હતી. ઘરમાં પિતા દારૂ પીતો હતો. પિતાને હિમ્મતથી છોકરી કંઈ કહી સકતી નહોતી. તેણે નિશાળમાં સાંભળ્યું હતું કે દારૂ પીવો એ મ્હોટું પાપ છે. પરંતુ પિતા તો દારૂ પીએછે! તે ઘણા દિવસથી સમજ્યા છતાં સમજી સકી નહિં. પોતે સુધરીને જો પિતાને સુધારી સકે તો તે કેટલી સુખી થશે! મેહેતાજીએ નિશાળમાં એક વાર્તા કહી દેખાડી. કબરની જગામાં મરેલા માણસનું શરીર વગેરે જે સડી જનારૂં અને નુકસાન પ્હોચાડનાર હોયછે તેજ પુરવામાં આવેછે. કબરના ઉપર સ્મરણને માટે વિવિધ વૃત્તાન્ત લખવામાં આવેછે. તે સાંભળીને

છોકરીને કબરસ્થાન તૈયાર કરવાની ઇચ્છા થઈ. ઘરમાં આવીને પિતાને કહેવા લાગી. "પિતાજી, મ્હને થોડીક ખુલ્લી જગા આપશો, હું ત્હાં કબરસ્થાન કરીશ. મ્હારાં બિલાડી કૂતરાં મરશે તેમને તે કબરસ્થાનમાં પુરીશ." છોકરીની માગણી પિતાએ પૂરી કરી; કારણ કે છોકરી ઉપર ત્હેની ઘણી મમતા હતી. અને ત્હારથી પોતાની ઘરની પાસેના બગીચામાં એક ન્હાનું સરખું કબરસ્થાન બનાવ્યું. ચારે બાજુએ દિવાલ કરાવી આપી. છોકરી પોતાના ઘરની કોઇ બિલાડી કે કૂતરો મરી જતો-તો તે કબરસ્થાનમાં દાટી આવતી અને દાટીને પિતાની પાસે દોડતી આવીને પિતાને કહેતી "પિતાજી! જુઓ આવો, કબરસ્થાન કહેવું સુંદર થયુંછે?" પિતા જોઇને આહ્લાદથી ગદગદ થતો અને સરળ કન્યાનું મુખચુંમ્બન કરતો. એક દિવસ ત્હેની માએ પોતાની પાસે બોલાવીને પૂછયું "બ્હેન તું આજ મેહેતાજીની પાસેથી શું શીખી, કહે જોઇયે." છોકરી માને ગળે વીટલાઈને કહેવા લાગી,—"મા! આજે મેહેતાજીએ ઘણો બોધ આપ્યો કહ્યું કે દારૂ પીવો એ મ્હોટું પાપ છે. મા! પિતાજી તો દારૂ પીએછે! તે તો ઘણું પાપનું કામ કરેછે" તે સાંભળીને મા કંઇ બોલી નહિં, ચુપચાપ થઇને ફક્ત છોકરીનું મુખચુંબન કર્યું. તે દિવસ તો એમનો એમ ગયો. છોકરીએ મનમાં ને મનમાં વિચાર કર્યો કે "મેહેતાજીએ કહ્યું હતું કે કબરસ્થાનમાં સડી

ગયલી અથવા ખરાબ થયલી વસ્તુ દાટી રાખવામાં આ-
છે. પિતાજીના ઘણા દારૂના શીશા અને ગ્લાસ છે. ત્હેને
દાટવામાં આવે તો ઘણુંજ સારૂં. દારૂની શીશી પણ ખ-
રાબ કરનારી વસ્તુ છે!" હેવી રીત્યના વિચાર કરીને
પિતાના ઓરડામાં ગઇ અને ત્ય્હાં જેટલા દારૂના શીશા
અને ગ્લાસ હતાં તે સર્વ કબરસ્થાનમાં લઈ જઈને ત્હેને
એક જગાઉપર દાટયાં. અને ત્હેના ઉપર એક વાંવટો
લગાડયો, અને ત્ય્હાં કેટલીક કવિતા માટીમાં લખી.
છોકરીનો પિતા આફિસથી ઘરમાં આવ્યો, એટલે તરતજ
એ છોકરી દોડતી દોડતી પિતાની કને ગઈ અને કાલું કાલું
બોલવા લાગી "પિતાજી આપણે કબરસ્તાનમાં આજે મ્હારી
સાથે આવો. આજે ઘણી વસ્તુ દાટીછે. મેહેતાજીએ કહ્યું હતું
કે કબરસ્થાનમાં કંઈ નુકસાનકારક હોય તેજ દાટમાં
આવેછે. ત્હમારા ઓરડામાં ઘણી શીશીઓ, બીડી વગેરે
નુકસાનકારક વસ્તુ હતી, તે સર્વ હું કબરસ્થાનમાં દાટી
આવીછું. પિતાજી, દારૂ પીધાથી માણસો ધુળધાણી
થાયછે. દારૂ માણસની તનદુરસ્તીનો નાશ અને ઘણું અનિષ્ટ
કરેછે. મ્હેં આજે તે સઘળી વસ્તુ કબરસ્થાનમાં દાટીછે.
તે હવે ત્હમે કાઢી સકશો નહિં. કહો પિતાજી ત્હમે હવે
દારૂને કદી અડકશો? મ્હેં મેહેતાજીની પાસેથી સાંભળ્યું
છેકે દારૂ પીવો એ ઘણું નુકસાનકારક છે. ત્હમે દારૂ શામાટે
પીઓછો? કહો હવેથી દારૂ પીશ નહિં?" પિતા તે સાં-
ભળીને અજાયબ થયો. છોકરીની વાતથી ત્હેના મનમાં

ભાવ બદલાઇ ગયો, ત્હેણે કન્યાની આગળ સોગન લીધા કે હવે કદી પણ દારૂ પીશ નહિં. ત્હેના જીવનમાં બીજો એક યુગાંતર થયો. ત્ય્હારપછી પોતાના ઓરડામાં બાકી રહેલા દારૂના શીશા અને બીડીઓ વગેરે હતી તે સર્વ નાંખી દીધી. ત્હેની સાથે દારૂ પીવાની ઈચ્છા પણ વિસર્જ્જન કરી.



## બાલકના સ્વાર્થ ત્યાગથી પરિવર્ત્તન.

એક દિવસ એક ઇંગ્રેજી વિદ્યાલયના છોકરામાં ગડબડ મચી રહી હતી. સઘળાઓ એકમેકના કાનમાં વાતો કરતા હતા, એક બીજાના મિત્રોની પાસે એક નવા આવેલા છોકરાના સંબંધમાં ઉત્સાહની સાથે વાત કહેતા હતા. મ્હોં ઉપર વિરક્તિના ચિન્હ જણાતાં હતાં! નવો નિશાળીઓ એક દારૂડીઆનો છોકરો હતો. ત્હેનું નામ ટેડ હતું ત્હેના હાલહવાલ ચ્હેરા ઉપર સર્વની નજર પડી હતી. ત્હેનો પોષાક ફાટેલો અને ગાંડોથી બાંધલો હતો! પરંતુ તે ઘણો સફાઇદાર હતો. ત્હેમાં પેલા છોકરાની સ્નેહમયી માનાં યત્નનાં ચિન્હ જણાતાં હતાં. હાથ અને પગના આગલા ભાગ ઉઘાડા હતા. બાળક ચોતરફ જોઈને સાંભળીને ઘણો વિચારમાં પડ્યો અને શરમાયો. ગરીબનો છોકરો વાંચવા લખવામાં ઘણું ધ્યાન આપતો હતો અને ત્હેની બુદ્ધિ પણ તેજસ્વી હતી.

નિશાળના સર્વ છોકરાની નજર ત્હેની તરફ અસ્થિર

હતી; પરંતુ ત્હેમાં એક છોકરાની નજર ત્હેની તરફ સ્થિર હોઇ તે ગંભીર ભાવથી ત્હેને જોતો હતો. ત્હેના મનમાં મશ્કરી કરવાનો મનસુબો નહોતો. ત્હેનું ત્હ-દય કોમળ હતું. ત્હેણે નવા આવેલા નિશાળીઆની સાથે દોસ્તી કરવાની ઇચ્છા કરી. જ્યહારે નિશાળમાં બપોરની છુટ્ટી પડી ત્યહારે સર્વ રમવા દોડયા. પરંતુ દારૂડીઆનો છોકરો કોઇની આગળથી માન પામ્યો નહિં, તેમ ત્હેને કોઇએ બોલાવ્યો પણ નહિં. સઘળાઓ ધિક્કાર દેખાડવા લાગ્યા. એક છોકરાએ તો સ્પષ્ટ કહ્યું "હમે દારૂડીઆના છોકરાની સાથે રમવા કે ભળવા નિશાળમાં આવ્યા નથી."

તેથી ટેડના મ્હોં ઉપર અપમાનનો લાલ દાગ પડ્યો. હલ ત્હેનો હાથ ઝાલીને રમવાને માટે બોલાવવા ગયો. પણ ટેડે બળજોરીથી હાથ છોડાવી લઇ ત્યહાંથી જવા નિકળ્યો. હલ ફરીથી ટેડનો હાથ ઝાલીને પોતાના સોબતીઓને કહેવા લાગ્યો. "હેનો પિતા દારૂડીઓ છે ત્હેમાં હેનો અપરાધ શો? ત્હમે ગમે તો ટેડની સાથે રમો અથવા નહિં રમો હું તો ટેડજ સાથે રમવાને હમણા તૈયાર છું!" તેજસ્વી બાળક ઉપલી વાત દૃઢતાની સાથે બોલ્યો. હલ ઘણો સફાઈદાર હતો, બાલકના જેવો બાલક હતો! ત્હેના ચરિત્રમાં તેજ હતું. સઘળાઓ ત્હેને ચહાતા હતા. સર્વ જાણતા હતા કે, હલ ત્હેને જે સારૂં લાગેછે તેજ કરે છે ને કરશેજ; એક

વેળા ને અમુક કામ કરવું એમ પોતાની ફરજ જાણેછે, ત્હેમાં ગમે એટલો સ્વાર્થ લઇને ખેંચતાણ થાય તોપણ પોતાની ફરજમાં તે પાછી પાની ભરતો નથી. હલની વાતથી બાલકો ટેડની સાથે રમવાને રાજી થયા.

ધીરે ધીરે ગરીબ છોકરાનો સંકોચનો ભાવ જતો રહ્યો. સદ્ભાવના પ્રભાવથી ત્હેની પ્રફુલ્લતાની વૃદ્ધિ પામવાનો આરંભ થયો. ત્હેના સ્વભાવમાં કહેવો શાંત ભાવ હતો. પોતાના વ્યવહારથી જલદીથી સર્વને સંતુષ્ટ કરી સકયો. હલ વિંટનના સદ્વ્યવહારથી તે ધીરે ધીરે ખેંચાયો. હલ કોઈ કોઈ વખતે ત્હેની દરિદ્ર, જીર્ણ ઝુપડીમાં જઇને ત્હેને મળી આવતો. ઝુપડી સર્વદા સાફ જોતો, પરંતુ ત્યહાં સંસાર ચલાવવાની વસ્તુ ઘણીજ થોડી જોતો. સુખનાં કાંઇ ચિન્હ દેખતાં નહોતાં.

મિત્રની મેહેરબાનીથી થોડા દિવસમાં ટેડના ફાટેલાં કપડાં નવાં થયાં. હલનો જૂનો પોષાક વગેરે ગરીબ છોકરાને શરીરમાં શોભા આપવા લાગ્યો! હાવી રીતે આવતાં જતાં હલ ટેડના પિતા મિ૦ ફયાનચરની સાથે પરિચિત થયો. કિશોરવયનો બાળક તે મ્હોટી ઉમ્મરના દારૂડીઆને દારૂ નહિં પીવાને માટે સમજાવવા લાગ્યો; પરંતુ કોઈ રીતે ત્હેની પાસે દારૂ નહિં પીવાની પ્રતિજ્ઞાપત્રમાં સહી કરાવી સકયો નહિં. મિ૦ ફયાનચર દારૂના સ્રોતમાં ડુબી ગયો હતો. ત્હેની ખરાબ પ્રવૃત્તિએ ત્હેના ચરિત્રની ઉચ્ચ પ્રવૃત્તિનો એકદમ નાશ કરી મૂકયો

હતો. ત્હેના અંતરમાં પાપની વિરૂદ્ધ સંગ્રામ બંધ થઇ ગયું હતું. ત્હેની સ્ત્રી શીર્ણ, પરિશ્રમથી ભગ્ન, નિસ્તેજ શરીર લઇને કુટુંબના ભરણપોષણને માટે પ્રાણ આપીને કામ કરતી હતી. સંસાર ઘણાં કષ્ટથી ચલાવતી હતી.

નિશાળમાં જવાને પ્હેલે દિવસે ટેડ હલને પોતાનો હિતૈષી જાણીને ઓળખી લીધો હતો. ધીરે ધીરે ત્હેના ત્હૃદયની ઉંડી પ્રીતિ હલના ઉપર અર્પિત થઈ. થોડા દિવસમાં સ્કુલમાં ગરમીની રજા પડવાની હતી, તેથી ગરીબ બાલકના પ્રાણમાં ઘણું કષ્ટ થવા લાગ્યું, રજાની વખતે તે સરળ, ઉદાર સ્નેહશીલ મ્હોં જોઈ સકશે નહિં! આ પ્રથમ સ્નેહની સુસ્નિગ્ધ છાયા ત્હેના ત્હૃદયમાં પડી હતી; તે પ્હેલાં બીજાની પાસેથી આદર પામ્યો હતો.

બીજી તરફ હલ ઉલ્લાસમાં ઉન્મત્ત થયો હતો. ત્હેના પ્રાણમાં એક નવો આનંદનો પ્રવાહ ઉત્પન્ન થયો હતો. ભવિષ્ય સુખની આશા બાળકના ત્હૃદયને કેટલા મધુર સ્વપ્નામાં હસાવે છે? નવા દેશભ્રમણના ઉત્સાહમાં તે હમણા ઉત્તેજિત હતો. ત્હેનો પિતા કુટુંબની સાથે "નાયાગરા" નો ધોધ જોવા જનાર હતો. ત્યહાં બે ત્રણ દિવસ રહીને પછી સારાટોગા નગરમાં બે અઠવાડિયાં રહેવાનો વિચાર હતો. આજ સુધી હલ પોતાના ગામમાંથી બ્હાર્ગ ગયો નહોતો. અથવા દેશનાં કોઇ પ્રસિદ્ધ નગર વગેરે કદી જોયાં નહોતાં. તેથી જવાને માટે તે ઘણો આતુર થઈ પડ્યો. ક્યહારે જવામાં આ-

વશે ત્હેની વાટ જોતો રહ્યો. એક સોબતી ત્હેને એક દિવસ રસ્તામાં મળ્યો, ત્હેને સાગ્રહથી પુછ્યું "ભાઇ! બીચારા ટેડની વાત કંઇ સાંભળીછે કે? જે છોકરો વાત કહેતો હતો ત્હેનો ટેડની ઉપરથી પ્હેલાનો ધિક્કારનો ભાવ દૂર થયો હતો. તે હવે દારૂડીઆના ગુણ જોઇને ત્હેના ઉપર સદ્‌ભાવ પોષણ કરતાં શીખ્યો હતો. હમણા તે ત્હેનો વિશેષ બંધુ હતો.

હલે કહ્યું "શું? હું તો કંઈ જાણતો નથી. શી વાત છે?"

સોબતીએ જવાબ આપ્યો "કાલ રાત્રે એક દુર્ઘટના બની છે. ટેડના પિતાએ દારૂ પીને ચકચૂર થઇને ઘેર આવીને બેફામ હાલતમાં ટેડને બારીમાંથી નીચે નાખી દીધો ત્હેને લીધે ત્હેના બરડાનું હાડકું ભાગી ગયું. પંગનું હાડકું પણ ભાગી ગયું છે તેથી તે આખી ઉમ્મરને માટે લંગડો થઇ ગયો છે. ડાકટરોએ ત્હેના બચાવની આશા છોડી છે."

આકાશ જેમ મેઘછાયાથી મલીન થાયછે તેમ આ અતિ દારૂણ ખબર સાંભળીને હલનો ખુશ ચહેરો મલીન થઇ ગયો. ત્હેના મનમાં પ્રશ્ન ઉત્પન્ન થયો, "હાય મ્હારે કોઇ જાત્યની ખોટચથી કષ્ટ થતું નથી, અને ટેડને તો સઘળી ખોટચ છે. કેમ હાવું થયું?"

તે દિવસે જ્યહારે નિશાળમાં રજા પડી ત્યહારે તે ઉદારચેતા બાલક વિષન્ન ત્હૃદયથી પેલા દારૂડીઆની ઝુપડીમાં ગયો. ત્યહાં જઇને જૂએ છે તો પોતાનો સ્નેહી

ટેડ બિછાના ઉપર યંત્રણાથી છટફટ કરેછે. ત્હેના બર-ડામાં અને માથામાં સખ્ત જખમથી વેદના થાયછે. હ-લના પ્રાણની સઘળી સહાનુભૂતિ જાગ્રત થઇ. દુઃખી બં-ધુની યાતનાને આરામ આપવાને માટે ત્હેની પ્રબળ ઈચ્છા થઇ. પરંતુ તે વેળાએ કંઇ વધારે કરવાનું નહોતું.

ત્યહારપછી એક અઠવાડીઆમાં નિશાળમાં રજા પડી. આટલા દિવસ સુધી દરરોજ નિશાળમાં રજા પડતી કે તરત હલ ટેડના બિછાનાની પાસે જઇને બેસતો હતો. દહાડે દહાડે જખમની અવસ્થા ખરાબ થતી હતી. દિ-વસે દિવસ કષ્ટ વધતું હતું. અવસન્ન માના મ્હોં ઉપર અંધકારનો પડદો પડતો હતો. શુક્રવારની બપોરે છુટી-નો આરંભ થયો હતો. બીજા અઠવાડીઆમાં વિન્ટનનું કુટુંબ વિદેશમાં ફરવા જનારૂં હતું. દેશ જોવાની ઇચ્છા-થી, કલ્પનાની ઉત્તેજનાથી હલનો પ્રાણ ઉછળી પડતો હતો. તે આનંદની ઉષા જ્યોતિમાં બીમાર બંધુની દુરા-વસ્થાની મલીન છાયા ધીરે ધીરે મળી જતી હતી. પ-રંતુ એકદમ તે હર્ષનો વેગ બંધ થયો. ટેડની દુઃખી માની જ્યોતિહીન મુખછબી, આંસુના વર્ષણથી ફુલેલાં આંખનાં પોપચાં જોઇને સુકુમાર બાલકનું હ્રદય પાછું રડી પડયું. તે આંસુ રોકી સકયો નહિં.

"ટેડની હાલત શું ઘણી ખરાબ થઇ છે?" રડવું બંધ કરીને હલે આ ભયાનક વાત પુછી.

ટેડની માએ જવાબ આપ્યો "હા ડાકટર કહેછે કે ટેડ આંધળો થશે."

હવે સ્નેહનાં કરૂણ આંસુ પાડયાં. પોતાના સ્નેહનું પાત્ર હમેશાંને માટે આંધલો અને લંગડો થઇ જશે, એ ચિંતા ત્હેને અસહ્ય થઇ પડી. "એનો શું કંઇ ઉપાય થઇ સકશે નહિં?" નિરાશાના ભગ્ન સ્વરથી મિસેસ ફ્યાનચરે કહ્યું. "કંઇજ નથી! ગરીબાઇ,–ગરીબાઇજ સર્વે અનિષ્ટનું મૂળ છે. જો રૂપીઆ હોત તો ન્યુયાર્કમાં લઇ જઇને ઇસપિતાલમાં દવા કરાવ્યાથી આરામ થવાની આશા છે. ત્યહાં રહેવાનું કંઇ ખર્ચ પડશે નહિં; પરંતુ જવા આવવાનું ખર્ચ ઘણું છે, તે રૂપીઆ મ્હને કય્હાંથી મળે?"

બાળકનું મ્હોં આ છેલ્લા વાકયથી ગંભીર થઇ ગયું. વિજલીની પેઠે એક વિચાર ત્હેના ત્હદયાકાશમાં ચમકયો. તે વિચારમાં ત્હેણે વિશેષ સંતોષ મેળવ્યો નહિં. કંઇ પણ પીડિત બંધુની પાસે વાત નહિં કહેતાં એકદમ હલ ઘર તરફ ચાલ્યો. ત્હેના પ્રાણમાં તે વેળાએ યુદ્ધ થતું હતું. ત્હેના મનમાં આવવા લાગ્યું કે દેશભ્રમણના જેવી સુંદર અને પ્રલોભન વસ્તુ બીજી કંઈ નથી. તે વેળાએ નાયાગરાનો પ્રાકૃતિક દેખાવ, તે આશ્ચર્યકારક ધોત, તે નગર, તે નગરના સુંદર સુંદર મ્હેલો, શોભા, લોકજન, ચળકાટ, અને ઘણા અપૂર્વ દેખાવ ત્હેની કલ્પનામાં ચિત્રિત થવા લાગ્યા. ત્હેણે વિચાર કર્યો કે આ

સર્વ સ્વભાવ-શોભા લેઈને નયનનું સાર્થક નહિં કર્યાથી જીવનનો અડધો ભાગ વૃથા જશે. એ સર્વ આનંદ, આ પ્રલોભનના હાથથી કેમ છુટું? શામાટે બીજાને માટે આટલો ત્યાગ સ્વીકારૂં? ટેડ મ્હારો કોઇ સગો નથી, ત્હેની સાથે મ્હારો કંઇ દૂરનો સંબંધ પણ નથી. ત્હેના પિતાના દોષથીજ ત્હેનાં જીવનનો નાશ થવાનો આરંભ થયો છે. એક બ્હાસ્યનો માણસ ત્હેને માટે શું કરે?" આ વિચાર થયા પછી ત્હેના મનશ્ચક્ષુની સામે એક દીન હીન લંગડો આવીને ઉભો. ત્હેની આંખ્ય દૃષ્ટિહીન થઇ ગઇછે; મ્હો મરેલા માણસની પેઠે મ્લાન જ્યોતિવાળું થઇ ગયુંછે, તરત વિચારનો સ્રોત બદલાઇયો. અનાથ આતુરોને યથાસાધ્ય મદદ કરવાના સંબંધમાં ખ્રિસ્તે જે કંઈ કહ્યું હતું તે તરત ઉદારચેતા બાળકના હૃદયમાં ખડું થઈ ગયું. તરત કર્ત્તવ્ય સ્થિર કર્યું.

તે દિવસે સાંજે મિ૦ વિન્ટન પુત્રનો એક સવાલ સાંભળીને આશ્ચર્ય થયો. હલે પુછ્યું "પિતાજી! આપણે દેશ જોવા જશું તો મ્હારે માટે કેટલો ખર્ચ થશે?" પિતાએ જવાબ આપ્યો "હાલ નક્કી કહી સકતો નથી. ફરીને આવ્યા પછી હિસાબ કરીને જોઇશ. સઘળું મળી આશરે ૩૦-૩૫ ડાલર થશે. આ વાત કેમ પુછવી પડી?"

હલ જરા લજ્જાયમાન થઇ બોલ્યો "હું વિચાર કરતો હતો કે જો ત્હમે તે રૂપીઆ મ્હને આગમજથી આપો તો હું એક કામ કરૂં"

પિતાએ પુત્રના વચનથી જરા વિસ્મિત થઇ તેના મનની વાત જાણી લેવાને તીક્ષ્ણ દૃષ્ટિ સંચલન કરી. તે પરિસ્કાર, સાધુ ઈચ્છામાં વિશદ દૃષ્ટિને તે અવિશ્વાસ કરી સકયો નહિં અને કહ્યું ઠીક છે ત્હારી મરજી હોય તો તું તે રૂપીઆ લઇ સકે છે; પરંતુ તું જો મ્હારી સાથે આવશે નહિં તો મ્હને ઘણું કષ્ટ થશે.

હલે આસ્તે આસ્તે જવાબ આપ્યો "ત્હમારી સાથે નહિં આવ્યાથી મ્હને પણ ઘણું કષ્ટ થાય છે, પરંતુ મ્હારા ખર્ચના રૂપીઆથી એક ગરીબ બાળકનો અંધાપો અને લંગડાપો દૂર થઇ સકે છે. અને પિતાજી જ્યહારે મનમાં આવેછે કે ઇશુ ખ્રિસ્તે મનુષ્યને માટે કેટલું દુઃખ સહન કરીને પોતાનો પ્રાણ સુદ્ધાં આપ્યો છે, ત્યહારે આ સામાન્ય વિષયમાં થોડોક પણ સ્વાર્થ હું ત્યાગ કરી સકું નહિં શું? એવો મ્હારા ત્હદયમાં પ્હેલાં સંદેહ ઉપજ્યો હતો તેથી શરમ લાગેછે.

ધાર્મિક પિતા આનંદથી પુલકિત થઈને બોલ્યો, "બેટા! પરમેશ્વર ત્હને આશીર્વાદ દે, તું હમેશાં સરળ ભાવથી ત્હેના પ્રેમના રસ્તામાં પ્રવૃત્ત થજે!"

બીજે દિવસે હલે ૩૫ ડાલર ટેડની માના હાથમાં આપ્યા. આનંદાશ્રુથી તે દુઃખી માતાના ગાલ ભીંજાયા. ટેડનો પિતા પણ તે વખતે ઘરમાં હતો. દુરવૃત્ત દારૂડીઓ તે વેળાએ થોડોક શાંત, સારી હાલતમાં હતો. ન્હાના બાળકનો આટલો સ્વાર્થ ત્યાગ જોઇને ત્હેનો પ્રાણ

મુગ્ધ થયો. પછી જ્યહારે હલે પાછી તે પ્રતિજ્ઞા પત્રમાં સહી કરી દારૂ છોડવાની વાત કહી, ત્યહારે ફ્યાનચરે કહ્યું "હા, આ વખતે પ્રતિજ્ઞા કરૂંછું કે આજથી મ્હેં દારૂનો ત્યાગ કર્યો. ઈશ્વરકૃપાથી આશા રાખુંછું કે મ્હારો આ સંકલ્પ રક્ષા કરી સકીશ. જો એક બ્હારનો માણસ મ્હારા છોકરાને માટે આટલું કરી સકેછે તો જે પિતાએ પોતાના છોકરાની હાવી દુર્દશા કરીછે તે શું કંઇ કરશે નહિં?"

તે શુભ મુહૂર્ત્તથી ત્હેના પરિવર્તનનો આરંભ થયો. ત્યહારપછી કોઇ પણ દહાડે દારૂનું એક ટીપું પણ તેણે પીધું નહિં. ત્યહારથી ધીરભાવથી પરિશ્રમ કરીને તે સંસાર ચલાવવા લાગ્યો.

પીડિત ટેડને સાથે લઈને ત્હેની મા ન્યુયાર્કની મ્હોટી ઇસપિતાલમાં ગઇ. કેટલાક મહીના પછી જ્યહારે તે પોતાના દેશમાં આવી, ત્યહારે ટેડ સંપૂર્ણ આરોગ્ય થયો હતો. ત્હેની દૃષ્ટિશક્તિ જીવિત થઇ હતી. તે દેખાવ જોઇ ને તે સ્વાર્થ ત્યાગી બાળકના પ્રાણમાં જે વિમળ આનંદ થયો તેનો શતાંશ પણ નાયાગરામાં ભ્રમણ કરીને સુંદર સુંદર દેખાવ જોયાથી ત્હેને થાત નહિં.

---

## "ત્યહાર પછી."

આસરે ત્રણસો વર્ષઉપર એક બુદ્ધિમાન જુવાન યુરોપની કોઇ એક પ્રખ્યાત યુનિવર્સિટિમાં ગયો. ત્યહાં

કાયદાનો અભ્યાસ કરવો એ ત્હેના જીવનનો મુખ્ય ઉદ્દેશ હતો. ધીરે ધીરે તે પોતાના જ્વલંત ભવિષ્યની આશાના મોહમાં મુગ્ધ થઈ અસાધારણ પરિશ્રમ અને દૃઢ અધ્યવસાયના પ્રભાવથી પોતે ધારેલા અભ્યાસનો આરંભ કર્યો. ત્યહાં થોડી મુદત રહ્યા પછી એક દિવસ પેલો અભ્યાસી યુવક એક એંશી વર્ષના, ચામડી જેની ઢીલી પડેલી છે, ધોળા વાળવાળા તથા સ્વદેશને માટે જેણે મન પ્રાણ અર્પ્યાં છે એવા ધર્મભીરૂ મહાબુદ્ધિશાળી વૃદ્ધની પાસે ગયો. ત્યહાં ઘણા વખત સુધી સેહેજસાજ વાતચીત થયા પછી નવીન યુવકે વૃદ્ધની આગળ યુરોપમાં પોતાના આવવાનું મ્હોટું કારણ વિસ્તારથી કહી દેખાડચું. ત્યહારે વૃદ્ધે કહ્યું "સારૂં થયું કે ત્હમે આવ્યા. ત્હમને એક વાત પૂછુંછું, ત્હમે ત્હમારો અભ્યાસ પૂરો કર્યા પછી શું કરવાનો નિશ્ચય કર્યોછે?

યુવકે જવાબ આપ્યો—પછી હું મ્હારી ડીગરી લઇશ.

વૃદ્ધે કહ્યું—"ત્યહાર પછી?"

યુવકે કહ્યું—"ત્યહાર પછી હું જેટલા કઠણ અને મુશ્કેલ સવાલો નડશે ત્હેનું સમાધાન કરવાનો સાવચેતની સાથે યત્ન કરીશ. અને મ્હારા અસાધારણ સુતીક્ષ્ણ ભાષણથી, ત્હદયની એકાગ્રતાથી ઘણાં વર્ષોની કોશેશથી મેળવેલા જ્ઞાન અને બુદ્ધિની પ્રખરતાથી જગતના સર્વ માણસના ચિત્તને ખેંચીને હું સર્વની પાસેથી મહાન્ યશનો પાત્ર થઇ પડીશ."

વૃદ્ધે પૂછ્યું "ત્‍હાર પછી?"

યુવક તેથી જરા વિરક્ત થઇને બોલ્યો "કેમ અને ત્‍હાર પછી હેનો કંઇ નિગૂઢ ઉત્તર નથી. ત્હેને માટે ફક્ત એટલુંજ કહી સકુંછું કે ત્‍હાર પછી હું મ્હારી બુદ્ધિના બળથી હું એક ઉચ્ચો હુદ્દો મેળવીને ઘણું ધન કમાઇને બધાથી મ્હોટો કહેવાઇશ."

વૃદ્ધે પૂછ્યું "ત્‍હાર પછી?"

યુવકે જવાબ આપ્યો–"ત્યારપછી હું ધણી ધનસંપત્તિવાળો અને મહાન્ સૌભાગ્યવાન થઇને માન આબરૂ અને પદમર્યાદાથી મારા જીવનને ગૌરવાન્વિત સમજીને પરમ સુખથી કાળ ગાળીશ."

વૃદ્ધે પુછ્યું "ત્યારપછી?"

યુવકે જવાબ આપ્યો "ત્‍હારપછી—ત્‍હારપછી—ત્‍હારપછી—હું મરીશ."

વૃદ્ધ આ સાંભળતાંજ આનંદિત થયો અને ગર્વિત ખુલ્લે અવાજે પાછું પૃછ્યું "ત્‍હાર પછી."

યુવક આ છેલ્લા ત્‍હારપછીનો કંઇ જવાબ આપી સકયો નહિ. તેથી નીચું માથું કરીને તરત ત્‍હાંથી જતો રહ્યો. વૃદ્ધના આ છેલ્લા ત્‍હારપછી એ વાકયે પેલા જુવાનના હૃદયને વિજળીના આચકાની પેઠે વિદ્ધ કર્યું. અને તે એના અંતરના ગંભીરતમ પ્રદેશમાં પેશી કંપાયમાન થયું. યુવક ત્હેનાથી સ્થિર રહી સકયો નહિં. ત્હેના અંતઃકરણમાં હેવો એક પ્રમત્ત તોપણ ગભીર-

ભાવનો ઉદ્રેક થયો કે તે વખતથી તેણે જગતના સઘળા બ્હાસ્યના સુખસંભોગની તરફ નજર કરી નહિં. અંતે તેણે મહા મહિમામય ઇશ્વરનો અપાર મહિમા અને અનંત ગૌરવ વધારવાને માટે અને સ્વદેશને માટે પોતાનું જીવન ગાળવાનો દૃઢ નિશ્ચય કર્યો!!!

---

## વિશ્વાસ અને સહિષ્ણુતાનો પુરસ્કાર જીવનનું પરિવર્તન.

ઇંગ્લંડના એક નગરમાં એક દિવસ મધ્ય રાત્રે કોઇ હતભાગિની રમણી એકલી પોતાના સૂવાના ઓરડામાં બેશીને છોકરાંના ફાટેલાં કપડાં શીવતી હતી. બે પોહોર રાત્રી ગઇ હતી, તોપણ ઘરનું કામ પૂરૂં થયું નહોતું. ત્હેની પાસે છોકરાં નિશ્ચિંત ભાવથી ઉંઘતાં હતાં. હાવી રીતે વીશ વર્ષથી પણ વધારે કાલ સુધી તેને દર રાત્રે જાગરણ કરવું પડતું હતું. ત્હેનો જ્યહારથી વિવાહ થયો હતો ત્યહારથી ત્હેણે એક દિવસ પણ સુખથી ગાળ્યો નહોતો. તેનો પતિ કાયિક શ્રમથી થોડુંક અર્થોપાર્જન કરીને સંસાર ચલાવતો હતો; પરંતુ કેટલાક કુસંગીઓના કુદૃષ્ટાંતથી દારૂડીઓ થઇને દરરોજ કામ ઉપરથી ઘેર આવતી વખતે દારૂના પીઠામાં અરધીરાતસુધી દારૂ પીને ઘેર આવતો હતો. ત્હેનો ઉપાર્જિત અર્થનો ઘણો ખરો ભાગ હાવી રીતે અપવ્યય થતો હતો.

આથી ત્હેની બાયડીને છોકરાંને માટે અન્ન મેળવવાને માટે ઘણો પરિશ્રમ કરવો પડતો હતો. તે દિવસની રાત્રે પણ તે સ્ત્રી પોતાની હમેશની રીતિ પ્રમાણે સ્વામીને માટે વાટ જોતી હતી. રમણી ઘણી ધર્મપરાયણ હતી. પરમેશ્વર દુઃખીનું દુઃખ દૂર કરેછે, ત્હેના દ્વારે જે પ્રાર્થના કરેછે તે જલદીથી થાય અથવા વિલંબ લાગે તો-પણ ત્હેની પ્રાર્થના તે પૂર્ણ કરેછે, આ સત્ય ઉપર ત્હેની ઘણી આસ્થા હતી. તદનુસારે વીશ વર્ષ થયાં તે દરરોજ પતિનેમાટે પ્રાર્થના કરતી હતી. એક દિવસને માટે પણ તે નિરાશ થઈ નહોતી. આજે રાત વધારે ગઇ હતી. શીવવાનું કામ કરતાં કરતાં થાકી ગઇ હતી, તેથી વધારે વખત બેશી સકી નહિં. તે વેળાએ સ્વામી પણ આવ્યો નહોતો, હવે કેટલી વારસુધી વાટ જુએ? છેલ્લે સૂવા જવાનો ઇરાદો કર્યો. સૂતા પ્હેલાં ત્હે જ્યહારે પરમેશ્વરનું સ્મરણ કરવા લાગી, ત્યહારે ત્હેણે ફરીથી પોતાના પતિવિશે જણાવ્યું અને તે પતિપરાયણ, સાધુશીલા, હતભાગીનીના ગાલઉપર શોકાશ્રુ ધારા પ્રવાહિત થવા લાગી. પ્રાર્થના પૂરી થયા પછી બિછાનામાં જવાની ઇચ્છા નહિં થતાં ત્હદ-યમાં બીજા એક ભાવનો ઉદય થયો. તે હવે ઘરમાં સુસ્થિર રહી સકી નહિ. કોણ જાણે કેમ પણ તે ભાવ ત્હેને પતિની શોધમાં જવાને માટે ઉત્તેજિત કરવા લાગ્યો! તે તરત અંધારી રાતે પતિની ખોળમાં દારૂ-

ના પીઠા ભણી જવા નિકળી. ત્યહાં જઈને જુએ છે તો ત્હેનો સ્વામી બીજા કેટલાક મિત્રોની સાથે દારૂ પીવામાં અને ખુશીમાં રત છે અને દારૂના પીઠાવાળાની બાયડી તેઓને દારૂ પૂરો પાડેછે. ત્હેનો પતિ ત્હેને પીઠામાં આવતી જોઈને એકદમ ક્રોધાયમાન થયો અને ખરાબ ભાષામાં તિરસ્કાર કરવા લાગ્યો. દારૂ વેચનારની બાયડીએ ત્હેને કહ્યું "થોડી થોભ, ત્હારો પતિ ત્હારી સાથે આવશે" ત્હેણે કહ્યું "બ્હેન! હવે કેટલી થોભું? સાત વર્ષ સુધી થોભ્યુંછું." દારૂ વેચનારની સ્ત્રીએ કહ્યું "સાત વર્ષસુધી થોભ્યાં છો તો બીજાં સાત વર્ષ થોભો." ત્હેને કહ્યું "ચૌદ વર્ષ શું બોલોછો, હું એકવીશ વર્ષ થોભીશ." એમ કહીને પેલી ધર્મપરાયણ નારી જવલંત વિશ્વાસની સાથે બોલી "બ્હેન! ઈશ્વર જો ખરો હોય તો મ્હારી પ્રાર્થના સાંભળશે ને સાંભળશેજ. થોડા દિવસમાં એવો સમય આવશે કે મ્હારો સ્વામી ત્હમારી દુકાનના દરવાજા ઉપરથી જશે; પરંતુ એની અંદર આવવાની પ્રવૃત્તિ રહેશે નહિં." આ વાત કહીને તે દારૂના પીઠામાંથી બ્હાર નિકળી તે વેળાએ પતિને કંઇ પણ કહ્યું નહિં; પરંતુ કોણ જાણે શા કારણથી પણ ત્હેનો પતિ સુસ્થિર રહી નહિં સક્યો. તે પોતાની પત્નીની પછવાડે પછવાડે ઘર તરફ ચાલ્યો. હવે મ્હોં ઉપર ક્રોધનું કંઇ પણ ચિન્હ રહ્યું નહોતું. જાણે તે ભીરૂ કાયર પુરૂષ હોય ને તેમ પત્નીની સાથે સાથે બંધીવાનની

પેઠે પોતાને ઘર ગયો. બીજે રવિવારે તે પોતાની ખુશી ખુશાલીની જગાપર દેખાયો નહિં. તે પત્નીની સાથે ઉપાસનાલયમાં ગયો. બનાવનો કહેવો યોગ! તે દહાડે આચાર્યે જે ઉપદેશ આપ્યો તે જાણે ત્હેનેજ માટે તૈયાર કર્યો હોયની. તે ઉપદેશે બાણની પેઠે ત્હેના પ્રાંણને વીંધ્યો. ત્હેના પ્રાણમાં એટલી તો યાતના થવા લાગી કે તેણે કેટલાક દિવસ કેવળ યંત્રણામાં છટ-ફટ કરીને ગાળ્યા. અંતે બીજે રવિવારે પોતાનું પાપ સ્વીકાર કરીને ધર્માચાર્યની પાસેથી ધર્મશિક્ષણ મેળ-વવા અભિલાષી થયો. ત્યહારથી ત્હેના જીવનનો સ્રોત ફર્યો. ત્હેણે ભજનાલયથી ઘરમાં આવીને પોતાના છો-કરાંને બોલાવીને કહ્યું “બેટા! આજ મ્હારી સાથે પ-રમેશ્વરને ધન્યવાદ આપો. ત્હમારી ધર્મપરાયણા, મા-તાની સહિષ્ણુતા અને વિશ્વાસનું ઈનામ ત્હેણે શું આ-પ્યું છે તે જુઓ.” હાવી રીત્યનો સપરિવારમાં પ્રાર્થનાનો આરંભ કર્યો.



૨

# વિશ્વાસ.

## "આવો પ્રાર્થના કરવા બેસીએ."

ખરેખર ઇશ્વર ઉપર વિશ્વાસ રાખનાર માણસ સાંસારિક વિપદને તુચ્છ સમજેછે. સેંકડો વિપત્તિમાં પણ વિશ્વાસી હૃદય સત્યમાર્ગેથી વિચલિત થતું નથી. એક હબસી ગુલામ સાધુચરિત્ર અને પ્રાર્થનાશીલથી પ્રખ્યાત હતો. ત્હેને સર્વ મનુષ્યો બેનકાકા કહીને બોલાવતા હતા. જે બગીચામાં બેન ગુલામનું કામ કરતો હતો, તે બગીચાનો માલીક ઘાતકી હતો. ત્હેણે એક દહાડો નક્કી કર્યું કે પોતાના તાબાનાં ખેતરોમાં હવેથી ઉપાસના પ્રાર્થનાદિ કંઇ થવા દેવું નહિં. બેનને ભય દેખાડીને ધર્મસાધનથી દૂર કરવાને માટે તે હતભાગ્ય નિષ્ઠુર ગુલામના માલીકે બીજા એક ગુલામની પશુની પેઠે હત્યા કરી, ત્હેનો અપરાધ એ હતો કે તે ભગવાનનું નામ લેતો હતો! ત્હેનું છિન્ન મુંડ એક જાહેર જગાપર લટકાવીને ગુલામના માલીકે બેનને બોલાવીને પુછ્યું " આ કોનું માથું લટકેછે તે તું જાણેછે?" બેને કહ્યું "હા, ત્હેને ઓળખુંછું!" ત્યહાર પછી ગુલામના માલેકે બેનને સાવચેત થવાનો હુકમ આપ્યો "જો હું હવે પછી કદી ત્હને ઇશ્વરનું નામ તથા ઇશ્વરની આગળ પ્રાર્થના કરતો જોઇશ તો ત્હારી

પણ આવી દશા કરીશ!" આ ભયભીત હુકમ સાંભ-
ળીને તે થોડો વાર સુધી ચુપ રહ્યો. ત્યહાર પછી સ્થિર
ચિત્તથી વિચાર કરીને તે જંગલી વગર શીખલો હબશી
ગુલામ અદમિત હૃદયથી પોતાના સોબતીઓને એકઠા ક-
રીને કહેવા લાગ્યો ગમે તેમ થાઓ, આવો આપણે પ્રા-
ર્થના કરવા બેશીએ!" ક્યહાં વિપદ, ક્યહાં પ્રાણદંડનો
ભય! ઇશ્વરના વિશ્વજયી નામથી સર્વ આશંકા પ્રબલ
સ્રોતના ઉપર તૃણની પેઠે ક્યહાંની ક્યહાં જતી રહી.

---

## બાળકનો વિશ્વાસ.

અમેરિકાની એક ધર્મનિષ્ઠ સ્ત્રીનો એક ન્હાનો છોકરો
મરી ગયો. તે એક દહાડો પોતાની ત્રણ વર્ષની ઉમ્મરની
છોકરીની પાસે બેશીને પોતાના મરણ પામેલા છોકરા-
ના વિષયમાં વાત કરતી હતી. ઇશ્વર ત્હેને સ્વર્ગમાં લઇ
ગયો છે. આ શબ્દ કહેતાં માતાની આંખ્યમાંથી આંસુ
નિકળ્યાં. ત્હેની કન્યાએ થોડોવાર મનમાં ને મનમાં વિ-
ચાર કરીને પુછ્યું "મા! પરમેશ્વરે ભાઇને સ્વર્ગમાં
લઇ જઇને શું સારૂં કામ કર્યું છે?" માતાએ જવાબ આ-
પ્યો "હા." એ સાંભળીને તે સરળ કન્યાએ કહ્યું "જો
ત્હેને લઇ જઇને ઇશ્વરે સારૂં કર્યુંછે, તો મા તું શામાટે
રૂવે છે?" ઇશ્વરનાં ઉપર એવો સરળ વિશ્વાસ ઘણાં
થોડાંજ મ્હોટી ઉમરનાં માણસોમાં હશે. આપણે મુખ-

થી કહીએ છિયે કે ઈશ્વર મંગળમય છે, પરંતુ કામની વેળાએ ત્હેનાથી વિપરીત આચરણ કરીએ છિયે; એજ દુર્બલતા છે.

---

## દુઃખની અંદર મંગળ.

એક જુવાન માણુસ ઘણા વખતથી રોગના બિછાનામાં પડ્યો હતો. મરણ નજદીક આવેલું જોઇને ત્હેણે એક દિવસ પોતાના એક મિત્રને કહ્યું આ રોગયંત્રણા મ્હારે માટે અમૂલ્ય રત્નસ્વરૂપ છે. એણે મ્હને યૌવનકાલની દુર્બુદ્ધિ અને મોહના હાથમાંથી બચાવ્યો છે, એને યોગે હું ઇશ્વરને એકમાત્ર સુખના આધારરૂપે અને અનંત જીવનને એકમાત્ર આશા સ્થલરૂપે અવલંબન કરતાં શીખ્યો છું; અને હવે મ્હારા મનમાં આવેછે કે એણે મ્હને હાલ મ્હારા પિતાના ઘરની ઘણી નજદીક આણ્યો છે!" આપણે ઘણીક વેળાએ રોગ, શોક અને વિપદ્‌માં પડીને આત્મવિસ્મૃત થઇ જઇએ છિયે! પરંતુ ખરેખરા ઈશ્વરવિશ્વાસી જેઓ છે તેઓ દુઃખ વિપદ્‌માં પણ ઇશ્વરનો મંગળ હાથ જોઈને કૃતજ્ઞ થાયછે. જે વિપદ્ અવિશ્વાસીને નિરાશાના અંધકારમાં નાખેછે, ઇશ્વરવિશ્વાસી માણસ ત્હેમાંથી સંસારની અનિત્યતાના સંબંધમાં અમૂલ્ય ઉપદેશ મેળવેછે અને ઇશ્વર ઉપર નિર્ભર કરવાનું શિક્ષણ મેળવેછે.

---

# વિશ્વાસ એ અમૂલ્ય નિધિ છે.

એક સમયે ફ્રાન્સદેશના એક બાદશાહે બર્જિયાર નામના એક અતિવિશ્વાસી પ્રોટેસ્ટન્ટને પોતાનો વિશ્વાસ પરિત્યાગ કરીને રોમન ક્યાથલિક ધર્મમાં દીક્ષિત થવાનો હુકમ કર્યો. તે વખતે ત્હેને પ્રલોભન દેખાડીને કહ્યું કે તું જો રોમન ક્યાથલિક ધર્મનો આશ્રય લઇશ તો ત્હને મ્હારૂં રાજ્યપદ આપીશ. બાદશાહનાં હાવા પ્રરોચનાના વાક્ય સાંભળીને વિશ્વાસી બર્જિયારે કહ્યું "પિતા! હું જો હાવા પાર્થીવ ઐશ્વર્ય અને સંપદના પ્રલોભનથી મ્હારા પરમ પ્રભુ પરમેશ્વરને અમાન્ય કરૂં તો એક સમય એના કરતાં કોઇ સામાન્ય લાંચની આશાથી રાજાને પણ અમાન્ય કરી સકીશ, એ અસંભવ નથી!" જે વિશ્વાસ સામાન્ય વિઘ્નથી જતો રહેછે તે વિશ્વાસ વિશ્વાસજ નથી. આખા ભૂમંડલનું ઐશ્વર્ય અને સુખ સંપદ જો વિશ્વાસીની સામે લાવવામાં આવે અને તે આપીને ત્હેનો વિશ્વાસ ત્યાગ કરવા કહે તો તે સર્વને અસાર, અપદાર્થ, ધિક્કારવા લાયક સંસારની અતિ ખરાબ મલીન વસ્તુ કરતાં પણ અસાર સમજીને પોતાના અમૂલ્ય વિશ્વાસને પ્રાણમાં વધારે દૃઢરૂપથી પકડી રાખેછે. વિશ્વાસ કહેવો અમૂલ્ય નિધિ છે! ત્હેની સાથે શું જગતની કોઇ વસ્તુની તુલના થઇ સકે?



## બાળિકાનો ઉપદેશ.

કેટલાક દિવસ ઉપર એક સાત અથવા આઠ વર્ષની બાળિકા કોઇ કારણથી આગથી ઘણી દાઝી. એ છોકરી એક રવિવારની ધર્મસંબંધી નિશાળમાં ભણવા જતી હતી. છોકરી અગ્નિમાં દગ્ધ થઈ તે ચૌદ દિવસ જીવતી રહી હતી. જ્યહાં સુધી તે જીવતી હતી ત્યહાં સુધી પોતાના વિશ્વાસાનુસારે ખ્રિસ્તની શક્તિના વિષય પ્રચાર કરતી હતી, અને ત્હેની વૃદ્ધા માતાને પોતાના વાક્ય ઉપર વિશેષરૂપે વિશ્વાસ સ્થાપન કરવાને વિનંતિ કરીને કહેતી કે મ્હારી સાથે ત્હારો સ્વર્ગમાં પાછો મેલાપ થશે. આ સર્વ વાતથી ત્હેને આનંદ થતો અને આશાના ચિન્હ જોતી. ત્હેની આ દાહયંત્રણાની હાલતમાં તે કેહવી રીતે આટલી બધી પ્રફુલ્લિત ચિત્તથી પોતાના પ્રાણનો વિશ્વાસ કહી સકી હતી, ત્હેનો એકવાર વિચાર કરીને જોયાથી વિસ્મિત થવાય છે.

---

## દુઃખમાં શાંતિલાભ.

એક ખ્રિસ્તી ધર્માવલંબી રોગી બાળક ધર્મપુસ્તક બાઇબલ વાંચવાને ઘણો ચહાતો હતો, પરંતુ ત્હેના શરીરનાં અંગ હેવાં તો અવશ થઇ ગયાં હતાં કે કોઇરીતે પોતે બાઈબલ ઉઘાડીને વાંચવાને સમર્થ નહોતો. એક પ્રતિષ્ઠિત માણસે પેલા બાળકને પુછ્યું કે " ત્હને આ

પુસ્તક વાંચવું કેમ ગમે છે?" બાળક પ્રતિષ્ઠિતનું ઉપહ્યું વાક્ય સાંભળીને બોલ્યો "હું બાઇબલ વાંચવા ઉપર આટલી પ્રીતિ રાખુંછું ત્હેનું કારણ એ છે કે એમાં ખ્રિસ્ત વિશે લખ્યું છે. પેલા માણસે પુછ્યું "તું શું ખ્રિસ્તના ઉપર વિશ્વાસ રાખે છે?" બાળકે જવાબ આપ્યો "હા હું વિશ્વાસ રાખુંછું" "ત્હેને ફરી પુછ્યું તું શામાટે હાવો વિશ્વાસ રાખેછે?" બાળકે કહ્યું "આ વિશ્વાસ આ વ્યાધિની ભયાનક કષ્ટયંત્રણા અનાયાસથી સહન કરવાની શક્તિ આપેછે!" વાસ્તવિક વિશ્વાસ હોય તો માનવ ભયાનક રોગયંત્રણા અને સંસારિક કષ્ટમાં પણ સુખથી રહી સકેછે. ગમે તો બાળક હોય, યુવા હોય કે મૂર્ખ હોય સર્વને વિશ્વાસ સઘળી હાલતમાં એક અપૂર્વ સુખસાગરમાં સર્વદા નિમગ્ન રાખવાનો યત્ન કરેછે.

---

## સૈનિક પુરૂષ.

એક વેળાએ ભયાનક તોફાન આવ્યું હતું. હેવી વખતે એક ધર્મપરાયણ સૈનિક પુરૂષ પોતાની સ્ત્રી સાથે તે તોફાનમાં પડ્યો હતો. ત્હેની પત્ની ઘણી ભયભીત અને વ્યાકુલ થઇને કિંકર્તવ્ય વિમૂઢની પેઠે હા મ્હારૂં આવી બન્યું એમ કરવા લાગી; પરન્તુ પેલો સૈનિક પુરૂષ અતિ સ્થિર તથા પ્રશાન્તભાવથી અવસ્થોચિત કામ કરતો હતો. ત્હેનો પ્રશાન્તભાવ જોઇને ત્હેની પત્નીએ કહ્યું "આ

કહેવું આશ્ચર્ય! આટલી બધી વિપદ પડીછે. ચારે તરફ મહાપ્રલય થવાનાં ચિન્હ જણાયછે. ત્હમે ત્હેને ગણુકારતા નથી. હેનું કારણ શું?" સૈનિક પુરૂષે આ વાત સાંભળીને થોડું હસીને પોતાની તરવાર મ્યાનમાંથી કાઢીને ત્હેનો અગ્રભાગ પત્નીની છાતી આગળ ધરીને પૂછ્યું. "આથી ડરોછો કે નહિં?" પત્ની હશીને બોલી "શા માટે ડરૂં? તરવાર હેવા એક જણના હાથમાં છે કે જે મ્હારા ઉપર પ્રેમ રાખે છે." પતિએ કહ્યું "ત્મ્હારે શા માટે આશ્ચર્ય પામોછો? આ તોફાન હેવા એક જણના હાથમાં છે કે જે મ્હારા ઉપર પ્રેમ રાખેછે. તે મ્હારૂં ભલુંજ કરશે.

---

## પરમેશ્વર બાલકને જોશે.

એક બાલકે ન્હાનપણથી કેવળ આ વાકય બોલવાનું શિક્ષણ મેળવ્યું હતું "પરમેશ્વર બાલકને જોશે?" પેલો બાલક મધુર સ્વરથી હમેશાં ઉપરના શબ્દો કહેતો હતો. બાલકનાં માબાપ એકી વખતેજ મ્હોટા રોગમાં પડ્યાં. તેઓ સારા નહિં થતાં છોકરો પણ માંદો પડ્યો. ત્હેનો રોગ ધીરે ધીરે વધવા લાગ્યો. અંતે તે સુકુમાર બાળકનાં મૃત્યુનો દિવસ ઘણો પાસે આવ્યો.

તે વેળાએ ત્હેની મા પણ માંદી હતી તેથી તે ખાટલા વશ હતી: છોકરાની ત્હૃદયવિદારણી અવસ્થાની ખબર સાંભળ્યાથી ત્હેને એક વખત છાતીમાં ધારણ કર-

વાની ઘણી ઇચ્છા પ્રકાશ કરી. અંતે માબાપ છોકરાની આગળ ગયાં. ત્યહાં જઈને જુએ છે તો પોતાના છોકરાનું મરણ નિશ્ચય થશે એ સ્થિર કરીને ઘણું રોવા લાગ્યાં. પરંતુ બાળકે એક વાર પોતાની મીચેલી આંખ્ય ઉઘાડીને અતિમૃદુસ્વરે કહ્યું, " પરમેશ્વર બાલકને જોશે!" બાલકની આ વાતે તેઓના શોકસન્તપ્ત હૃદયમાં શીતળ વારિ નાખી. તે વિશ્વજનની અંતે ત્હેને પોતાના શાંતિમય ક્રોડમાં લઇને ત્હેને નિત્ય સુખ ધામ સ્વર્ગરાજ્યમાં લઇ ગઇ. ન્હાના બાળક પણ ઇશ્વરને બોલાવી સકે છે.



## ઈશ્વરજ પ્રકાશ છે.

એક વખત શીઆળાની રાત્યે એક સાત વર્ષનો બાળક પોતાની દાસીની સાથે ઘણે છેટેથી પોતાના ઘર તરફ આવતો હતો. અંધારી રાત્ય હતી તેથી રસ્તો ભૂલવાનો સંભવ હતો ત્હેને લીધે દાસીએ ફાનસ સાથે લીધું હતું. એકદમ પ્રબળ હવા આવ્યાથી ફાનસમાંનો દીવો હોલવાઇ ગયો. તેથી તેઓ બન્ને મોટી મુશ્કેલીમાં પડયાં. બાલક ગમે તો ડરતો હોય અથવા નહિં ડરતો હોય પણ દાસીને ઘણી ડરતી જોઈને પેલા સાત વર્ષનાં છોકરાએ દાસીને કહ્યું " તું આટલી બધી શામાટે ભય ધરેછે ? અંધારામાં આપણે કદી પણ રસ્તો ભૂલશું

નહિં; તે સર્વવ્યાપી દયામય ઈશ્વર આ ઘોર અંધારાનો પ્રકાશ થઇને આપણને રસ્તો દેખાડશે." આહા! આ સરળ બાળકના જેવો વિશ્વાસ હમે કયારે મેળવશું?.

---

## વિશ્વાસથી શું નહિં મળે?

એક શેહેરમાં એક ગરીબ સ્ત્રી રહેતી હતી. ત્હેની એક ન્હાની છોકરી હતી. સ્ત્રીની સાંસારિક અવસ્થા એટલી તો ખરાબ હતી કે ઘણું કરીને કોઈ દાહાડો પૂરે પૂરૂં ખાવાનું પણ મળતું નહોતું. પોતાને સારીપેઠે ખાવાનું નહિં મળે તો ચાલે, પણ છોકરીને તો ઘણું કષ્ટ થાયછે. છોકરીને પૂરૂં ખાવાનું મળ્યું નહિં ત્હેનો વિચાર કરીને માનો પ્રાણ ફાટી જતો. હાવી રીતે નાના પ્રકારની સાંસારિક યંત્રણાથી છુંદાઇને એક દિવસ અનાહારે તે નિર્જ્જનમાં બેશીને રોતી હતી. એવી વખતે ત્હેની પેલી છોકરી પોતાની માને રડતી જોઇને બોલી "મા! તું શામાટે રડેછે? આજે આપણું ખાવાનું નથી તેથી તું આટલી રડેછે? તું શું જાણતી નથી કે જેણે આપણને આ પૃથ્વીમાં મોકલ્યાં છે, તે દયાનો સાગર પરમેશ્વર આપણને નિશ્ચય ખાવાનું આપશે, આપણે અનાહારથી પ્રાણ ત્યાગ કરશું તે ત્હેના પ્રાણમાં કદી પણ સહન થશે નહિં.

બાળિકાનાં આશાપૂર્ણ વાકય જેવાં સમાપ્ત થયાં કે

તરત એક પડોશી ત્હેની ઓરડીમાં આવીને પેલી સ્ત્રીને કહેવા લાગ્યો "અમુક ઘરમાં કામને માટે એક માણસની જરૂર છે. જો ત્હમે તે કામ કરવાનો ભાર લ્યો તો ઘણું સારૂં થાય." સ્ત્રી સાંભળતાંજ કન્યાને ઘરમાં મૂકીને કામ કરવા ગઇ. આખો દિવસ કામ કરીને આવવાની વખતે પરિશ્રમથી મળેલા પૈસામાંથી થોડીક ખાવાની વસ્તુ વેચાતી લાવી, તે સર્વ સામગ્રી જોતાંજ ક્ષુદ્ર બાળિકાની આંખ્યમાંથી દડદડ કૃતજ્ઞતાનાં આંસુ પડવા લાગ્યાં. પ્હેલાં કહ્યું નહોતું કે અનંત દયાના સાગર પરમેશ્વર આપણને ખાવાનું નિશ્ચય આપશે? તેજ જીવનો આહાર આપનાર છે. ત્હેના ઉપર નિર્ભર કર્યાથીજ આપણો સર્વ અભાવ દૂર થશે."

## પ્રાર્થનાશીલા.

એક દિવસ એક સ્ત્રી ઇંગ્લંડના એક નગરમાંથી હવા ફેરફાર કરવાને માટે સમુદ્ર ઉપરના એક ગામમાં જતી હતી. ત્હેણે જવાની આગમચ પોતાના નોકરોને કહી રાખ્યું હતું કે તેની સાથે કંઇ પણ ખોરાક લઇને વધારે બોજો લેવાની જરૂર નથી. પરંતુ ત્હેના એક નોકરે એ હુકમ જાણ્યો નહોતો તેથી ત્હેણે અજાણથી ઘણી રોટલી માંસ વગેરે ખાવાની વસ્તુ ગાડીની નીચેના ખાનામાં નાખીને પૂર્ણ કર્યું હતું. રસ્તામાં ઘોડા થાકયાથી તે ખાવાની વસ્તુ ઉપર સ્ત્રીની નજર પડી. તે ઘણી વિરક્ત થઇને કહેવા

લાગી "રસ્તામાં સર્વ ખોરાક નાખીને ગાડી ચલાવ." તે સાંભળીને એક દાસીએ કહ્યું, "સ્વામિનિ! જરા થોભો, હું પેલા ગામમાં કોઇને રોટલી અને માંસ આપી આવું. એમ કહીને સર્વ ખાવાની વસ્તુ માથા ઉપર લઇને તે ગામમાં પેઠી, પ્હેલાં બે ત્રણ ઘરમાં ગયા પછી એક ઘરમાં જઇને જુએછે તો એક વિશીર્ણા અને મલીનાં સ્ત્રી ગુંઠણપર બેસીને હાથ જોડી પરમેશ્વરની આગળ પ્રાર્થના કરતી દીઠી. ત્હેની પ્રાર્થના પૂરી થતાંજ પેલી દાસીએ કહ્યું, "હમારી ગાડીમાં ભૂલથી આ સર્વ ખાવાની વસ્તુ લીધી હતી. હમોને એની જરૂર નથી. હું આ સર્વ આપને ત્યહાં રાખી જાઉંછું, ઇચ્છા હોયતો ત્હેનો આપ ઉપયોગ કરજો નહિંતો કોઇ દુઃખી ગરીબને આપજો. એ સાંભળીને પેલી સ્ત્રીની આંખ્યમાંથી દડદડ આંસુ પડવા લાગ્યાં ને રોતી રોતી પરમેશ્વરનો ધન્યવાદ કરવા લાગી અને પેલી દાસીને સંબોધન કરી કહ્યું "બ્હેન! હું ઘણી હતભાગિની છું, મ્હારો પતિ ઘણા દિવસ માંદો રહી હમણાંજ મરી ગયો છે. ત્હેની દવા દારૂ અને સેવાને માટે મ્હેં મારૂં સર્વ વેચી નાંખ્યું, એટલુંજ નહિં પણ ત્હેનો બચાવ કરવાને માટે મ્હેં મ્હારાં હાડકાં ચામડાંને પણ સૂકાવી નાંખ્યાં હતાં; પરંતુ નસીબે યારી આપી નહિ. ત્હેનું કેટલાક દિવસ થયાં મૃત્યુ થયું. મ્હારી પાસે જે કંઇ થોડુંક બચ્યું હતું તે સર્વ પૂરૂં થઇ ગયુંછે; આજે મ્હારી પાસે કંઇ પણ ખાવાનું નહોતું તેથી હમ-

ણાં હું પરમેશ્વરની આગળ રડીને કહેતી હતી પિતા! ત્હમારી દુઃખિની કન્યા વગર ખાધાથી મરેછે, અથવા અનાથ નિવાસનો આશ્રય લેછે. એ જો ત્હમારી ઇચ્છા નહિં હોય તો ત્હેને અન્ન આપીને પ્રાણની રક્ષા કરો." જૂઓ મ્હારા પિતાએ ત્હમારા દ્વારે ત્હેની કન્યાને માટે ઘણું અન્ન મોકલ્યુંછે."

## સ્ટિલિં.

જર્મની દેશમાં સ્ટિલિં નામનો એક વિખ્યાત ધાર્મિક પુરૂષ હતો. જુવાનીના આરંભથી ત્હેના વિશ્વાસની દૃઢતાની વિશેષ ઓળખાણ મળી હતી. તે વેળાએ યુનિવર્સિટિમાં પ્રવેશ નહિં થઈ સક્યાથી આશાનુરૂપ શિક્ષણ મળી સકવાનો લાગ મળતો નહોતો. તે માટે યુનિવર્સિટિમાં પ્રવેશ કરીને વૈદ્યક વિદ્યા શીખવાને સ્ટિલિંની ઘણી ઇચ્છા થઇ. પરંતુ યુનિવર્સિટિમાં અભ્યાસ કરવો એ કંઈ થોડા પૈસાની વાત નહોતી. ત્હેનો આ ખર્ચ કોણ આપે? તે નિરાશ થઇને ઈશ્વરની આગળ પ્રાર્થના કરતો અને પ્રાર્થના કરતી વેળાએ કહેતો "પરમેશ્વર! ગરીબની વાસના શું પૂર્ણ થશે નહિં." હાવી રીતે વિચાર અને પ્રાર્થના કરતાં તેના ત્હૃદયમાં મજબૂત વિશ્વાસ બેઠો કે જગદીશ્વર મ્હારી વાસના પૂર્ણ કરશે. તેથી નિશ્ચિંત થઇને મનનો આવેગ નિવારણ કર્યો. ક્યા વિ-

દ્યાલયમાં જઇશ ત્હેને માટે ઘણો વિચાર કરતો નહોતો. મનમાં ને મનમાં નિશ્ચય કર્યો કે જગદીશ્વર જે માર્ગ દેખાડશે તે માર્ગ અવલંબન કરીશ. હાવું નક્કી કર્યા પછી ત્રણેક અઠવાડીએ એક દિવસ ત્હેનાં સગાએ ત્હેને પુછ્યું, તું કયા વિદ્યાલયમાં જઇશ? ત્હેણે જવાબ આપ્યો "હું જાણતો નથી." ત્યહારે તે સગાએ બીજા એક જુવાનનું નામ દઇ કહ્યું ફલાણો સ્ટ્રાસબર્ગ યુનિવર્સિટિમાં જાયછે, તું કેમ જતો નથી! તે તથાસ્તુ કહીને તૈયાર થયો. પરંતુ ત્હેને યુનિવર્સિટિમાં જઇને અભ્યાસ પૂરો કરતાં હજારથી વધારે રૂપિયાની જરૂર હતી. પરંતુ ત્હેની પાસે એકસો રૂપિયા પણ નહોતા. તે કોઇ વેળાએ પણ ચિંતિત દેખાતો નહોતો. તે હસતો પોતાના બરોબરીઆને કહેતો "મ્હેં યુનિવર્સિટિમાં અભ્યાસ કરવાની કમર બાંધીછે, પરંતુ હું જાણતો નથી ક્યહાંથી મ્હારો સ્વર્ગનો પિતા આટલા બધા પૈસા મ્હને અપાવશે." ત્હેના મિત્રો ચિંતિત થયા. ત્હેણે હસીને કહ્યું ત્હમે ઉદ્વિગ્ન થશો નહિં. નિશ્ચય જાણજો કે ઇશ્વર મ્હારો અભાવ દૂર કરશે. તેઓએ જેમ તેમ કરી ત્હેની મુસાફરીને માટે ૨૬ રૂપિયા એકઠા કર્યા. તે લઇને તે સ્ટ્રાસબર્ગની તરફ જવા નિકળ્યો. રસ્તામાં ત્હેને ઘણો વિલંબ થયો તેથી ત્હેની પાસેનો પૈસા ખર્ચાઇને ફક્ત એક રૂપિયો હાથમાં બાકી રહ્યો. તે વેળાએ સ્ટ્રાસબર્ગનો ત્રણ દિવસનો રસ્તો બાકી હતો. સ્ટિલિં પોતાના અભાવની

વાત કોઇને પણ કહેતો નહોતો. એક દહાડે તે રસ્તામાં ફરતો હતો, એવામાં ત્હેનો એક સ્વદેશનો ઓળખીતો વેપારી એકદમ તે જગાપર મળ્યો, ત્હેનું પાણિપીડન કરીને ત્હેને પુછયું સ્ટિલિં ત્હમે અહિં કેમ આ-વ્યા છો? સ્ટિલિંએ જવાબ આપ્યો કે સ્ટ્રાસબર્ગ યુનિવર્સિટિમાં અધ્યયન કરવાને માટે જાઉછું. તે વેપા-રીએ પૂછયું ત્હમને આટલા બધા રૂપિઆ ક્યહાંથી મળશે? સ્ટિલિંએ જવાબ આપ્યો ઉપર મ્હારો પિતા છે, તે પરમ ધનવાન છે ત્હેણે મ્હને આશા આપી છે. આ વિશ્વાસની વાત સાંભળીને પેલા વેપારીના મનમાં એક અપૂર્વ ભાવનો ઉદય થયો. તે વેપારી બોલ્યો હું ત્હ-મારા પિતાનો એક નોકર છું. ત્હેના હુકમથી હું ત્હ-મને તેત્રીશ રૂપિયા આપુંછું. હાવી રીત્યનું કહીને તેત્રીશ રૂપિયા આપ્યા. સ્ટિલિં ત્હેનાથી સ્ટ્રાસબર્ગ નગરમાં આવ્યો. સ્ટ્રાસબર્ગ નગરમાં આવીને થોડા દિવસ રહ્યો તેટલામાં તે રૂપિયા ખર્ચ થઇ ગયા. ફક્ત એક રૂપિયો પાસે હતો. તે પરમેશ્વરની આ-ગળ પ્રાર્થના કરેછે એવી વખતે ત્હેનો પૂર્વ સમભિ-વ્યાહારી (જેની સાથે તે આવ્યો હતો.) એ એક દ-હાડે કહ્યું સ્ટિલિં ત્હમારા હાથમાં પૈસા નહિ હશે. ખર્ચ કરવા મુઝાતો હઇશ. "આ લે" એમ કહીને ત્હેને ત્રીશ રૂપિયાની મદદ આપી. ત્હેનાથી ત્હેનો સઘળો

અભાવ દૂર થયો. ત્ય્હાર પછી ત્હેને કૉલેજમાં રૂપિયા ભરવાની માગણી થઇ. આ વખતે ચાલીશ રૂપિયા જોઈયે. પરંતુ ત્હેની પાસે એક ફૂટી બદામ પણ નહોતી. જે દિવસે સાંજે રૂપિયા આપવા જોઇયે, તે દિવસની સવાર ગઈ, બપોર ગયા, પાંચ વાગ્યા પણ રૂપિયા આવવાનું કંઇ લક્ષણ જણાયું નહિં. રૂપિયા ક્ય્હાંથી આવશે તે નક્કી નહોતું. સ્ટિલિંનું ત્હ્દય ચિંતાથી વ્યાકુલ થાયછે. ત્હેણે આખો દહાડો પ્રાર્થના કરી. સાંજે તે પ્રાર્થના કરતો હતો, એટલામાં દરવાજો ઠોકાયાનો અવાજ સંભળાયો. સ્ટિલિં દરવાજો ઉઘાડીને જોયછે તો તે ઘરનો ધણી ઘરમાં આવીને કહેવા લાગ્યો આ ઘર ત્હમને પસંદ પડયું કે નહિં તે પૂછવા આવ્યો છું. સ્ટિલિંએ કહ્યું ઘર ઘણુંજ સારૂં છે. હું જેવું ઇચ્છતો હતો તેવુંજ છે. તે વેળાએ ઘરધણીએ પુછયું ત્હારા હાથમાં ખર્ચ કરવાને પૈસા છે કે નહિં તે કહે જોઇયે? સ્ટિલિંએ ત્હેના આ પ્રશ્નથી અજાયબ થઈને ધીરભાવથી જવાબ આપ્યો મ્હારા હાથમાં પૈસા નથી. પછી ઘરધણી થોડું હસીને બોલ્યો પરમેશ્વરે મ્હને ત્હમને મદદ આપવાને માટે મોકલ્યો છે. એમ કહીને તેણે પોતાના ઘરમાંથી ચાલીશ રૂપિયા લાવી આપ્યા. ત્હેનાથી તેણે કૉલેજની ફી આપી, અને બીજી જોઇતી વસ્તુ ખરીદી.



## "ઇશ્વર મ્હને ખાવાનું આપશે."

યૂરોપમાં ખ્રિસ્તીધર્મ પહેલો પ્રચાર થવાની વેળાએ જ્યહારે ખ્રિસ્તના શિષ્યોને ચારે બાજુએ જુલમ અને માર ખાવો પડતો હતો, ત્યહારે એક ખ્રિસ્તી સ્ત્રી સર્વદા કહેતી હતી કે "મ્હને કોઈ રીત્યની ખોટય નથી કારણ કે પ્રભુ પરમેશ્વર મ્હને જે ચીજની જરૂર હશે તે સર્વ આપશે." એક દિવસે સાધારણ ઉપાસનામાં સામેલ નહિં થવાને માટે ત્હેને અપરાધી કરીને એક ખ્રિસ્તધર્મ-દ્વેષી ન્યાયાધીશની આગળ લાવવામાં આવી. ન્યાયાધીશે ત્હેને જોઇને મશ્કેરીમાં કહ્યું "ઘણા દિવસથી ત્હને મ્હારી કોર્ટમાં લાવવાની ઇચ્છા હતી; હમણા હું ત્હને કેદખા-નમાં મોકલીશ. તેવેળાએ ત્યહાં ત્હને કોણ ખાવા આ-પશે?" પેલી ધર્મશીલા સ્ત્રીએ જવાબ આપ્યો "મ્હારા સ્વર્ગીય પિતાની જો ઇચ્છા હશે તો તે આપના ખોરા-કમાંથી મ્હને ખાવાનું આપશે!" અંતે તેમજ બન્યું; પેલો ન્યાયાધીશ ખ્રિસ્તી સ્ત્રીની દૃઢતા અને ઇશ્વર ઉપર વિશ્વાસ જોઇને એવો તો મોહિત અને આશ્ચર્ય થયો હતો કે ત્હેને ત્હદયની સાથે ભક્તિ કરી સક્યા શિવાય રહી સકયો નહિં; અને યત્નની સાથે પોતાના ખોરાકમાંથી દરરોજ ત્હેણીને ખાવાનું મોકલતો હતો. તે જેટલા દિવસ કેદખાનામાં હતી, તેટલા દિવસ હાવી રીતે ન્યાયાધીશ પોતાના ખોરાકમાંથી પેલી ધર્મશીલા સ્ત્રીને ખાવાનું પૂરૂં પાડતો હતો.

આપણે શું ઈશ્વરની ઉપર પેલી ખ્રિસ્તી સ્ત્રીની પેઠે વિશ્વાસ રાખતા શીખ્યા છિયે? આપણે પોતાનો બોજો અને ફીકર લઇને કષ્ટથીઅને દુર્ભાવનાથી ઉન્મત્તની પેઠે અહિંથી તહિં દોડતા ફરીએ છિયે. થોડીક વિપદ્ સામે જોયાથી એકદમ અજ્ઞાન થઇ જઇએછિયે. પરંતુ ખરેખરા વિશ્વાસી અને નિર્ભરશીલ જેઓ છે તેઓ પોતાનો સર્વ આધાર ઇશ્વર ઉપર અર્પણ કરીને નિશ્ચિંત અને નિર્લિપ્તભાવથી સંસાર ચલાવેછે.

---

## કહેવું સુખદાયક મૃત્યુ?

એક બાળક યોદ્ધા લઢાઇમાં ઘણો જખમી થયાથી એક આતુરશાલામાં લઈ જવામાં આવ્યો. બાળકને એવી જગાપર જખમ થયો હતો કે ત્હેને જીવવાની આશા નહોતી. બાળકનું મૃત્યુ ઘણું પાસે આવ્યું છે તે વેળાએ એક સ્ત્રી ત્હેના બિછાનાની પાસે બેસીને ત્હેના મૃત્યુની અવસ્થા જોતી હતી. મરવા પર આવેલા બાળકને કોમલ ત્હૃદયની સ્ત્રીએ પૂછયું "બેટા! ત્હારૂં મૃત્યુ પાસેછે, જો હમણાં ત્હારૂં મૃત્યુ આવે તો તું શું ત્હેને માટે તૈયાર છે?" પેલી સ્ત્રીનાં ઉપલ્યાં વાક્ય બાળકના સાંભળવામાં આવ્યાં કે તરત બાળકે પોતાની બંને આંખ્ય ઉઘાડી અને થોડો હસતો અતિ ક્ષીણ અવાજથી બોલ્યો, "હું તે માટે તૈયાર છું.— આ આખું જગત્ ત્હેનુંજ છે!" આટલું કહીને બાળકે

પોતાની છાતી ઉપર હાથ મૂકયો. ત્‍હારે પેલી સ્ત્રીએ બાળકના માથાપર હાથ મૂકીને પૂછયું, "પરમેશ્વર શું ત્‍હારા ત્‍હૃદયરાજ્યનું શાસન કરેછે અને એજ નિયમિત કરેછે? તું શું એનું પ્રદર્શન કરેછે?" બાળકે જવાબ આપ્યો, "હા! ત્‍હેનાં (પરમેશ્વરનાં) વાકય હમણા જેમ નિબિડ અંધકાર પૂર્ણ મૃત્યુના રહેઠાણમાંથી નિકળેછે, ત્‍હેમ આ ચરાચર બ્રહ્માંડના ઘણે છેટેથી સુમધુર અને સુલલિત ભાવથી ત્‍હેનાં વાકય પ્રતિધ્વનિત થાયછે!" બાલકે પોતાના ત્‍હૃદય ઉપર બે હાથ મૂકયા હતા, તે ખસ્યા નહિં. અંતે શાંતિમય મૃત્યુ આવીને તે ન્હાની ઉમ્મરના ભક્ત બાળકને પોતાની અનંતકરૂણામયી જગજ્જનનીના ક્રોડમાં મૂકી આવ્યું. બાળક હસતો જનનીનું સ્મરણ કરતો કરતો, દિવ્યધામમાં ચાલ્યો ગયો! જો સુખથી પરલોકમાં જવા ઇચ્છતા હો તો તે પ્રેમમય પરમેશ્વરને ત્‍હૃદયમાં જગા આપો. ત્‍હેને આ લોક અને પરલોકનો એક માત્ર આશ્રયસ્થળ સમજીને સર્વદા ત્‍હેના શરણાપન્ન થઇને સંસારમાં રહો.



## ઈશ્વિર ઉપર આધાર.

એક વેળાએ સાકસનિના એક ડયુકે વગર કારણે જર્મેનીના એક પાદરીની વિરૂદ્ધમાં લઢાઇ કરવાનું કહ્યું. તે વેળાએ પાદરીઓ પણ જમીનદારોની પેઠે લશ્કર

એકઠું કરીને લઢાઇ કરતા હતા. પરંતુ પેલો પાદરી ત્હેવો માણુસ નહોતો. ડચુક ત્હેની ખાશિયત જાણતો. નહોતો. તે માટે પાદરીએ લઢાઇનો કહેવો બંદોબસ્ત કર્યોછે, તે જાણવાને માટે અને ત્હેની ગતિ જોવાને માટે ડચુકે એક છુપો જાસુસ મોકલ્યો. તે જાસુસ પાદરીની તરફથી પાછો આવ્યો. ડચુકે ત્હેને આગ્રહની સાથે ઘણા સવાલો પૂછયા. ત્હેણે જવાબમાં કહ્યું "મહારાજ! ત્હમે વગર હરકતે ત્હેના ઉપર ચઢાઈ કરીને હરાવી સકશો. ત્હેણે લઢાઇ કરવાનો કંઇપણ બંદોબસ્ત કર્યો નથી." ડચુકે પૂછયું "તું શું બોલ્યો? ત્હેણે શું કહ્યું?" જાસુસે કહ્યું "ત્હેણે કહ્યું કે હું ધર્મપ્રચારક છું, દુઃખીનું પ્રતિપાલન કરવું, રોગીની સેવા કરવી વગેરે નિયમિત કામમાં લાગીશ, અને લઢાઇના સંબંધમાં ઈશ્વરના ઉપર સમસ્ત બોજો મૂકીને નિશ્ચિંત રહ્યોછું." આ સાંભળીને ડચુકે કહ્યું, "ખરૂં છે! બીજા ચાહે તો ત્હેની સાથે લઢાઈ કરે તો કરો, પરંતુ હું તો કરીશ નહિં!"

ઈશ્વરના ઉપર પેલા પાદરીનો કહેવો સુંદર વિશ્વાસનો ભાવ હતો! આપણે સામાન્ય એક સંસારિક કામમાં ઈશ્વરના ઉપર ભરોસો મૂકીને નિશ્ચિંત થઈ સકતા નથી;—અને જેના વિરૂદ્ધમાં લઢાઇ કરવાને ઉઠયો છે, તે વગર હરકતે ઈશ્વરના ઉપર વિશ્વાસ રાખીને નિશ્ચિંત મનથી પોતાનું કર્ત્તવ્ય પાલનમાં લાગ્યો છે! ઈશ્વરના ઉપર હાવો નિર્ભરનો ભાવ નહિં હોય તો મનુષ્ય

કદી પણ સંસાર બંધનથી મુક્ત થઇને શાંતિ મેળવી સ-કતો નથી. અને જ્યહાંસુધી ત્હેના ઉપર આપણો વિ-શ્વાસ અટલ નહિં રહેશે ત્યહાંસુધી કદી હાવો પૂર્ણ નિ-ર્ભરનો ભાવ ઉત્પન્ન થઈ સકશે નહિં. આપણે ઈશ્વર ઉપર જેટલો આધાર રાખતા શિખશું તેટલી આપણી ઈશ્વર ઉપર વિશ્વાસની મજબુતાઇ મેળવીશું.

---

## શિકંદર અને ત્હેનો વૈદ્ય.

જ્યહારે શિકંદર એકવાર સખ્ત તાવથી છટફટ કરતો હતો ત્યહારે ત્હેના વૈદ્ય ફિલિપના વિરૂદ્ધમાં એક મા-ણસે એક છુપીરીતે એક કાગળ મોકલ્યો તે કાગળમાં લખ્યું હતું કે ત્હમારો વૈદ્ય ત્હમને ઝેર ખવાડીને ત્હ-મારા જીવનનો નાશ કરવાની તદબીરમાં ફરેછે!" શિ-કંદરને જ્યહારે તે કાગળ મલ્યો ત્યહારે ફિલિપ ત્હેના બિછાનાની પાસે બેસીને ઔષધ ખવાડતો હતો. શિકં-દરે કાગળ વાંચીને ફિલિપના હાથમાં આપ્યો અને ત્હેણે આપેલું ઔષધ તરત પી ગયો! તે ઔષધ પીધાથી ત્હેનું શરીર ધીરે ધીરે સારૂં થયું, અને તે થોડી મુદતમાં સારો થયો. માણસ જો માણસના ઉપર હાવો વિશ્વાસ રાખી સકેછે તો તે સર્વ સિદ્ધિદાતા પરમેશ્વરના ઉપર કેટલે દરજ્જે વિશ્વાસ અને ભરૂસો રહેવો જોઇયે તે કહેવાઈ સકાતું નથી.

# વિશ્વાસની આવશ્યકતા.

જે સરળભાવથી ઈશ્વરની આગળ પ્રાર્થના કરેછે, ત્હેની પ્રાર્થના ઈશ્વર પૂર્ણ કરેછે. પરંતુ ઘણીક વખતે આપણે જેવી ઇચ્છા તથા આશા રાખિયે છિયે ત્હેનાથી ઉલટું આપણી પ્રાર્થનાનું ફળ મળેછે. એક આફ્રિકાના હબસીએ કુદરતનું કામ જોઇ દૃઢ વિશ્વાસ કર્યો કે કુદરતનો બનાવનાર એક દયાવાન મહાપુરૂષ છે. તે વિશ્વાસના ઉપર નિર્ભર થઇને તે હમેશાં ત્હેની પાસે પ્રાર્થના કરતો હતો કે "ત્હારા વિષય હું કંઇ વધારે જાણી સકું તેવું કર્ય." હાવી રીતે કેટલાક દિવસ ગયા. એક દહાડે તે અને બીજા કેટલાક હબસી જંગલમાં પકડાયા ત્યહાર પછી તેઓને ગુલામ કરીને વેચ્યા. આ બનાવથી ઈશ્વરની દયાના ઉપર ત્હેને સંદેહ ઉત્પન્ન થયો. તે વિચાર કરવા લાગ્યો કે, જો આ જગતમાં દયાળુ અને ન્યાયવાન કોઇ પણ મહાશક્તિમય પુરૂષ હોત તો તે કદીપણ નિર્દોષ અને સાધુના ઉપર પ્રતારણા તથા અન્યાયને જય મેળવવા દેત નહિં. જ્યહારે ત્હેનું મન હાવી રીતે સંદેહથી ડામાડોળ થવા લાગ્યું હતું, ત્યહારે તે અમેરિકામાંના એક ધાર્મિક ખ્રિસ્તી કુટુંબમાં ગુલામ રૂપથી વેચાયો. ત્યહાં ત્હેને ધર્મ વિષયમાં ઘણું શિક્ષણ મળ્યું. ધીરે ધીરે ઈશ્વરના સ્વરૂપસંબંધમાં ત્હેનું જ્ઞાન પ્રસ્ફુટિત થયું, અને તે ઈશ્વરને પ્રાણસખારૂપથી ત્હદયમાં અનુભવ કરતાં શીખ્યો. તે વેળાએ ત્હેના મનમાં આવ્યું કે

ઈશ્વર દુઃખ વિપદમાંથી પણ મનુષ્યની પ્રાર્થના સફળ કરેછે, અને ત્હેને અનંત સુખના રાજ્યમાં લઇ જાયછે.

ઈશ્વરનું કામ મનુષ્યની કલ્પનાથી બ્હાસ્ય છે. તે કોઇવેળાએ સુખમાંથી, કોઇ વેળાએ દુઃખમાંથી આપણને પોતાને રસ્તે દોરેછે. ઈશ્વરના બનાવની કયાં હદ રહીછે ત્હેનો નિર્ણય કરવો એ મનુષ્યબુદ્ધિને અસાધ્ય છે. ઈશ્વર મંગળમય છે તે હમેશા મંગળજ કરેછે. હાવો વિશ્વાસ રાખીને ધીરભાવથી વાટ જોયા સિવાય મનુષ્યને બીજો કંઇ ઉપાય નથી.



## દુઃખ શું અમંગળનું કારણ છે?

એક યુવાનને એક વખતે શરીરનાં કોઇ ભાગમાં જખમ પડયો હતો, અને તે સારો થવો ઘણો મુશ્કેલ હતો. યુવા પુરૂષનો એક મિત્ર સર્વદા ત્હેની પાસે રહીને સેવા કરતો હતો. જખમ સારો થવાને માટે ત્હેના મિત્રે ત્હેને ઉઘાડો રાખવાને માટે વિનંતિ કર્યાથી પીડિત માણસ મિત્રની વિનંતિને માની અને જખમની તરફ જોઇને બોલ્યો, "આ મ્હારી પાસે અમૂલ્ય ધનસ્વરૂપ થયુંછે, આ પીડાએ મ્હને યૌવનનો અહંકાર અને ગર્વના હાથથી બચાવ્યો છે, મ્હારી આશાનું સ્થલ અને હમેશાનું એક માત્ર ધન પ્રભુ પરમેશ્વરના ઉપર વિશ્વાસ રાખવાનું શિખ્યો છું અને મ્હને ઈશ્વરે પોતાના નિકેતનની પાસે

લઈ જવાને યોગ્ય કર્યાંછે." આ હા ! કહેવી મધુર વાત ! પ્રાણના પ્રિયતમ દેવતાને પ્રાણમાં રાખ્યાથી આગમાં પડવાથી પણ મનુષ્ય પોતાને શીતળ સરોવરમાં નિમગ્ન જાણીને અનુભવ કરેછે. કૃપામય પરમેશ્વર સમયે સમય દુઃખ અને કષ્ટ માનવના મંગળને માટેજ મોકલે છે. વિચાર કરીને જોયાથી ઈશ્વરની લીલા સમજી સકશો.



## ફ્રાસ્ટસની સામે પાલનો ન્યાય.

મહાત્મા પાલ જ્યહારે જ્વલંત ઉત્સાહની સાથે ધર્મનો ફેલાવો કરતો હતો ત્યહારે ચારે બાજુએ ત્હેના ઉપર ઘણો જુલમ લોકો ગુજારતા હતા. ધર્મવીર પાલ એ સર્વ પ્રતિબંધનમાં વિઘ્નને તુચ્છ ગણી અચલ ભાવથી પોતાનું કર્ત્તવ્ય પૂરૂં કરતો હતો. માણસ જ્યહારે ઈશ્વરના બળથી સંજીવિત થઇને પોતાનું લક્ષ સાધવાના માર્ગ ઉપર આગળ વધેછે ત્યહારે ત્હેની સામે પર્વતાકાર વિઘ્નના ચૂરેચૂરા થઈ જાયછે,–નિરાશાના ઘોર અંધકારમાં આશાની ઉજ્વલ જ્યોતિ દેખાયછે. વિપદ્નો પ્રબલ તરંગ પ્રશાંતભાવ ધારણ કરેછે. ખ્રિસ્તી ધર્મનો પ્રાણ અને જીવનસ્વરૂપ મહાત્મા પાલ જ્યહારે પ્રચારના કામમાં લાગ્યો હતો, ત્યહારે મત્ત હાથી જેમ પોતાને બાંધેલી સાંકળો તોડી નાખે છે તેમ ત્હેણે પૃથ્વીનાં પાપ, મોહ, આસક્તિ અને સર્વ પ્રકારની નિંદા પ્રશંસાના બં-

ધનને છિન્ન કરી નાખ્યાં. પાલના દુશ્મનો પ્હેલાં પોતાના બળ અને કૌશલથી ત્હેનું કામ બંધ પાડવાની કોશેશ કરવા લાગ્યા; પરંતુ તેઓની કોશેશ જ્યહારે પાર પડી નહિં ત્યહારે ત્હેના ઉપર ખોટી ફરિયાદી કરીને જુડિયાના રાજા ફાસ્ટસની આગળ ન્યાય કરવા સારૂ તેને લાવ્યા. ફાસ્ટસે પાલની તરફ જોઇને કહ્યું "પાલ! ત્હને વધારે જ્ઞાને ગાંડો કર્યો છે!" મહાત્મા પાલ શું પૃથ્વીના બાદશાહથી ડરે હેવો હતો! નહિં, જે આખી પૃથ્વીનો રાજાનો રાજા છે, ત્હેનીજ આજ્ઞાથી ત્હેના કામમાં મંડયો છે. સ્વર્ગનો રાજા ત્હેની પછવાડે રહીને ત્હને સ્વર્ગીય બળ આપીને અભયદાન આપેછે. પાલ ફાસ્ટસની સામે નિર્ભીક અને પ્રશાંત થઈ ઉભોછે, વિશ્વાસનો જ્વલંત અગ્નિ ત્હેની આંખ્યમાંથી નીકળેછે. ધર્મોત્સાહ વિજળીની પેઠે ત્હેના સર્વ શરીરને સ્વર્ગીય તેજથી પૂર્ણ કરેછે! ફાસ્ટસે જ્યહારે કહ્યું "વધારે જ્ઞાને ત્હને ગાંડો કર્યો છે," ત્યહારે નિર્ભીક પાલ ત્હેના મ્હોં સામી નજર કરીને બોલ્યો, "મહાન્ ફાસ્ટસ! હું ગાંડો નથી; જે ખરૂં અને ન્યાયી છે તેજ કહુંછું!" પાલના આ વાક્યે તીક્ષ્ણ બાણની પેઠે સર્વના પ્રાણને વિદ્ધ કર્યા.



# થિયોડર પાર્કર.

મહાત્મા થિયોડર પાર્કરની વેળાએ અમેરિકામાં ગુલા- મની રીતિ ઉપર ઘણી ગડબડ મચી હતી. તે વેળાએ અમેરિકાના ઘણાખરા માણસો ગુલામગીરી કરાવવાના પક્ષમાં હતા. કોઇપણ ગુલામગીરીના વિરૂદ્ધમાં કહી સકતા નહોતા. કેવળ મહાવીર એકેશ્વરવાદી થિયોડર પાર્કરજ ગુલામગીરીના વિરૂદ્ધમાં ઉભો રહ્યો. ' થિયોડર પાર્કર એકતરફ ધર્મસંબંધી સુધારો કરવાને માટે યત્ન કરતો હતો અને બીજી તરફ ગુલામગીરીને નાબુદ કર- વાને ઉભો હતો તેથી ત્હેના ઉપર અમેરિકાના સર્વે લોક રૂઠયા હતા; પરંતુ પરમવિશ્વાસી પાર્કર શત્રુઓની કંઈ દરકાર નહિં રાખતાં એક દિવસને માટે પણ પોતાની ફરજમાંથી હઠયો નહોતો. ઉલટો તે પ્રબલ ઉત્સાહ અને જ્વલંત તેજની સાથે સર્વે અડચણ અને વિઘ્નને દૂર કરીને સત્યરાજ્યની તરફ આગળ વધતો હતો. એક દ- હાડે ત્હેણે સાંભળ્યું કે બોસ્ટન નગરમાં ગુલામગીરીની રક્ષા કરવાને માટે એક સભા થનાર છે. ત્હેણે તે સ- ભામાં જવાનો ઇરાદો કર્યો, ત્હેના મિત્રોએ ત્હાં જ- વાથી મારી નાખશે હેવું કહ્યું તે છતાં ત્હેણે પોતાનો ઇરાદો છોડયો નહિં અને ગુલામની રક્ષા કરનારી સ- ભામાં ગયો, તે સભામાં ત્રણ હજારથી વધારે માણસો હતાં, તે સર્વે ગુલામગીરીના પક્ષાવલંબી હતાં. પાર્કર એક ખુણામાં બેશીને સભાનું કામ જોતો હતો. સભા-

માં મ્હોટા મ્હોટા ભાષણ કરનારાઓ ઉચ્ચઃસ્વરથી ગુલામગીરીની રીતિ રાખવી એ ઘણી જરૂર છે, તે સાબેત કરવા લાગ્યા. એક ભાષણ કરનારે કહ્યું કે "જો નાસ્તિક પાર્કર અહિં હાજર હોત તો તે કદી પણ આપણી યુક્તિ ખંડન કરી સકત નહિં." પાર્કર ગ્યાલેરીમાં બેશીને તે સાંભળતો હતો. ઉપલું વાકય સાંભળીને વીરદર્પથી ઉભો રહી તે બોલ્યો, "પાર્કર આ મામલામાં શું કહેછે તે શું સાંભળવાની ઈચ્છા કરોછો? તો તે સાંભળો!" આટલું કહેતામાંજ ચોતરફથી સર્વ ઉચ્ચા સ્વરથી કહેવા લાગ્યા, "હેને મારો" "અહિંથી હેને નાંખી દો." હજારો માણસના મ્હોં ઉપર એકજ અવાજ સંભળાતો હતો. મહાત્મા થિયોડર પાર્કર સ્થિર ભાવથી ઉભો રહીને સિંહનો અવાજ કરીને બોલ્યો, "મ્હને મારી નાંખશો? મ્હને નાંખી દેશો?" પાર્કર પોતાની છાતી ફુલાવીને કહેવા લાગ્યો. "ત્હમે તે કરી સકશો નહિં, હું ઉભો છું. ત્હમે જે કરવા ઈચ્છતા હો તે કરો." મહાવીર પાર્કરે ઉચ્ચસ્વરથી પોતાનો મત કહ્યો. ત્હેના પ્રતિવાદ શબ્દો અગ્નિશલાકાની પેઠે સ્વાર્થપર નિષ્ઠુર માણસના પ્રાણને વિદ્ધ કરવા લાગ્યા, ત્હેની તેજોમય મૂર્તિયે અને જીવંત વક્તૃત્વે સર્વને નિર્વાક અને સ્તંભિત કરી મૂકયા. પાર્કરે ભાષણ પૂરૂં કર્યું અને પછી તે વીરની પેઠે પોતાને ઘેર ગયો.



# બાલકનો સંતોષ.

એક દહાડે એક સત્દદયા પરદુઃખકાતરા સ્ત્રી લંડન નગરના એક ગરીબ મ્હોલ્લામાં જઈને સર્વની દુરવસ્થાની ખબર લેતી હતી. તે વેળાએ સખ્ત તાઢ પડતી હતી. ત્હેણે એક ભાગેલા અને કચરાવાળા ઘરને ત્રીજે માળે જઇને એક ઓરડીનો દરવાજો ઠોકયો. લંડનના જેવા થંડા દેશમાં વિશેષતઃ શીઆળામાં સર્વથી ઉપરના મજલાની ઓરડીઓમાં ઘણું કષ્ટ થાયછે તેથી તે સસ્તે ભાડે આપવામાં આવેછે. ત્હેમાં ગરીબ લોકો વસેછે. પેલી સ્ત્રી તે ઓરડીનો દરવાજો ઠોકવા લાગી. ઓરડી તાઢ અને બરફથી બચી નહોતી. તે છતાં ત્હેની અંદરથી કોમલ સ્વરથી એક બાલકે જવાબ આપ્યો. "દરવાજાની ઉપર એક દોરડી છે તે પકડીને ખેંચો." તે દોરડી ખેંચ્યાથી બારણું ઉઘડયું, તે અંદર ગઇ. અંદર જઇને જુએછે તો બે ન્હાનાં છોકરાં ફાટેલાં કપડાં ઓઢીને પડેલાંછે. તેમની પાસે કોઇ નહોતું, તે જોઇને જણાયું કે તાઢથી અને ભુખથી તેઓને ઘણું કષ્ટ થાયછે.

પેલી ભલી સ્ત્રીએ પૂછયું "બેટા! ત્હમે કહેવી રીતે અહિં રહોછો? જોવામાં આવેછે કે ત્હમારૂં કોઇ નથી. ત્હમે શું ત્હમારો પોતાનો અભાવ દૂર કરી સકોછો?"

પેલા બે બાલકમાંથી જે મ્હોટો હતો ત્હેણે સરળ ભાવથી જવાબ આપ્યો "નહિં મા! પરમેશ્વર હમને જુએછે! તેજ હમને સર્વ આપેછે!"

દયાવંત સ્ત્રીએ પાછું પૂછ્યું, "શીઆળાની વેળાએ ત્હમારી ઓરડીમાં કંઇ પણ તાપણું નથી. આહા! ત્હમને શું તાઢ જણાતી નથી?"

બાલિકાએ જવાબ આપ્યો, "શામાટે, આ રજાઈ જુઓછો? જ્યહારે ઘણી તાઢ વાયછે ત્યહારે રજાઇ ઉપર લઇને સૂઇ જઇએ છિયે; અને હું ટમીને વળગીને સૂઈ જાઉછું. તે પણ મ્હને વળગેછે, તે વેળાએ હમને તાઢ જણાતી નથી!"

ફરી પેલી સ્ત્રીએ પૂછ્યું, "સારૂં, ત્હમને કહેવી રીતે ખાવાનું મળેછે?"

બાલિકાએ જવાબ આપ્યો "જ્યહારે મા ઘેર આવેછે ત્યહારે હમારે માટે થોડુંક ખાવાનું લાવેછે. મા ઘણીવાર કહેછે કે ત્હમે પરમેશ્વરનાં પક્ષી છો. ન્હાના પક્ષીઓને માટે તે જેમ ખાવાનું અપાવેછે, તેમ ત્હમને પણ પરમેશ્વર મ્હારા દ્વારા ખાવાનું અપાવેછે. હમે દરરોજ હાવી પ્રાર્થના કરીએ છિયે હે પરમેશ્વર! હમોને દરરોજ ખાવાનું આપો, તે હમારો પિતા છે!"

બાળકનો આ સરળ વિશ્વાસ, નિર્ભર અને સંતોષની વાત સાંભળતાં સાંભળતાં પેલી દયાળુ સ્ત્રીની આંખ્યમાં આંસુ આવ્યાં. પેલી સ્ત્રીના મનમાં કોઇ કોઇ વખતે આશંકા ઉત્પન્ન થતી કે અવસ્થાવૈગુણ્યથી મ્હને પણ કોઇ વેળાએ અનાહારથી પ્રાણ છાડવો પડશે! પરંતુ આજ દરિદ્ર અસહાય બાળકની સરળ પ્રાણની વાતથી

એકીવારે મુગ્ધ થઇ ગઈ. પેલા બાળકની પાસેથી ત્હેણે ઈશ્વરની કરૂણાની ઉપર વિશ્વાસ અને નિર્ભર વિષયમાં જે અમૂલ્ય શિક્ષણ મેળવ્યું હતું તે કદી ભૂલી સકી નહિં.

---

## સર્વ અવસ્થામાં કૃતજ્ઞતા.

આર્ચ બિશપ્ ફેનિલન અત્યંત વિશ્વાસુ અને ઈશ્વરપ-રાયણ હતો. ત્હેનો ઈશ્વરના પ્રતિ નિર્ભર ભાવ અત્યંત પ્રબળ હતો. એક વેળાએ તેના પુસ્તકાલયમાં આગ લાગી. એ જોઈને કંઇ પણ દુઃખ પ્રકાશ ન કરતાં તે બોલી ઉઠ્યો "ઈશ્વરને ધન્યવાદ કરૂંછું કે કોઇ પણ ગરીબની ઝુંપડીમાં આગ ન લગાડતાં મારા પુસ્તકાલયમાં આગ લગાડી." હેવી સ્થિતિમાં કેટલા માણસ હાય હુતાશન કરતાં સ્થિર રહી સકેછે? ઈશ્વરના પ્રતિ દૃઢ વિશ્વાસ અને નિર્ભરના ભાર શિવાય દુઃખ વિપદના સમય સ્થિર રહેવું કદી સંભવતું નથી.

---

## પ્રાર્થનાનો જવાબ.

જે વેળાએ ગુલામગીરીની રીતિ કાઢી નાંખવાને માટે યુનાઇટેડ સ્ટેટના ઉત્તર અને દક્ષિણ ભાગમાં ઘણી લ-ઢાઈઓ થઈ હતી, તે વેળાએ મહાત્મા મુડી વગેરે કેટલાક દયાર્દ્રત્હદય પુરૂષ જખમી સિપાઇઓમાં ધર્મભાવ ફેલાવવાને માટે હમેશા યત્ન કરતા હતા. તેઓના પ્રશંસની-

ય યત્નથી સર્વ સૈનિક ભાગમાં એવો આશ્ચર્યકારક ફેરફાર થઇ ગયો હતો કે ધર્મના નામથી, કર્ત્તવ્યના નામથી ઘણાકો પ્રસન્ન ચિત્તથી દુઃસહ યંત્રણા સહન કરતા હતા, અને વિપદની વેળાએ ઈશ્વરના ઉપર આત્મ સમર્પણ કરીને ઈશ્વરની મંગળ ઇચ્છા ઉપર ભરૂસો રાખતા હતા.

એક વાર એક સૈન્યની ટુકડી રણક્ષેત્રમાંથી સેનાપતિના હુકમથી બીજી જગાપર ગઇ હતી, પરંતુ જેઓ જખમી હતા તથા ચાલવાને અશક્ત હતા તેઓને તે જગાપર મુકીને સૈન્યની ટુકડી જતી રહી હતી. પેલા પરિત્યક્ત અભાગીયાઓને ખાવાનું કંઈજ નહોતું, સર્વ ભુખ્યા મરી જવાની આશંકા કરવા લાગ્યા. અંતે તેઓમાંના એક માણસે કહ્યું "ભાઇઓ! ચિંતા કરવી કામની નથી! આવો ઇશ્વરનું સ્મરણ કરીએ. તે જો આપણને જીવતા રાખવાની ઇચ્છા કરશે તો જરૂર ખોરાક લાવી આપશે. ક્યહાંથી આવશે તે જાણતો નથી; અને જો ત્હેની ઈચ્છા નહિં હશે તો શી ફીકર છે? ત્હેની ઇચ્છા પૂર્ણ થાઓ. મૃત્યુને માટે તૈયાર થઇયે." ત્યહાર પછી સર્વે પ્રાર્થના કરી. પ્રાર્થના કરી રહ્યા પછી વિપક્ષ તરફથી માણસોએ આવીને ખોરાક આપ્યો. ધન્ય ઈશ્વર મહિમા.



# કર્ત્તવ્ય પરાયણતા.

## દુકાન ઉપરનો છોકરો.

એક આબરૂદાર માણસનો એકનો એક છોકરો હતો. તેને ગરીબાઇને લીધે ન્હાની ઉમ્મરમાં ભણવાનું છોડી દેવું પડયું હતું. પિતા અશક્ત થયો હતો. કુટુંબ મ્હોટું હતું તેથી તેઓનું પોષણ કરવાનો બીજો કંઇ ઉપાય નહિ હોવાથી ત્હેણે પોતાના એકના એક છોકરાને કપડું વેચનારની દુકાન ઉપર ચાકરીએ રાખ્યો. આખો દિવસ મજુરી કરીને જે કંઈ કમાતો હતો તેથી એક-રીતે ગુજારો ચાલતો હતો ખરો, પરંતુ ઘણું કરીને અ-ડધું ભૂખે રહેવું પડતું હતું. પિતા, માતા, બ્હેન· સંસા-રના સર્વ માણસો તેથી સંતુષ્ટ રહેતાં હતાં, માટે વૃદ્ધને સંસારમાં કદી પણ અશાંતિની જગા જણાતી નહોતી. અડોશી પડોશી એઓની ખરાબ હાલત જોઇને ઘણાં દલગીર થતાં હતાં. ગમે તેમ હો, છોકરો દુકાનપર ક-પડું વેચતો હતો, અને કોઇક કોઇક વખતે દુકાનનો હિસાબપત્ર લખતો હતો. તે એક દહાડો દુકાનપર બે-ઠોછે, હેવી વખતે એક સ્ત્રી દુકાનપર કંઇ ખરીદ કરવા આવી. બાલકે ત્હેને આવકાર દઇને એક ખુરશી ઉપર

બેસાડી, અને પૂછયું કે ત્હમે કહેવા રંગનું અને કેટલી કીંમતનું કપડું લેવા ઇચ્છોછો? સ્ત્રીએ મોંઘી કીંમતનું કપડું માગ્યું, બાળકે એક એકના પછી દુકાનની અંદર જે લુગડાં હતાં તે દેખાડયાં. અંતે સ્ત્રીએ ત્હેમાંથી એક લુગડું પસંદ કર્યું. સ્ત્રીએ તે કાપડ ઘણું સારૂં ખલ વગરનું અને વગર સડેલું જાણ્યું હતું, પરંતુ પેલા બાળકે પ્હેલેથી તે કપડું જોયું હતું કે તે સડેલું છે. તેથી તે સ્ત્રીને કહ્યું "ત્હમે આ કપડું લેતાં નહિં." સ્ત્રી બાળકની વાત સાંભળીને થોડી અજાયબ થઇ. હાનું ઉત્તમ કપડું લેવાની શામાટે મનાઇ કરી તે કંઇ સમજી સકી નહિં. ત્યહારપછી ઘણા ખરીદ કરનાર આવ્યા તે બધા જતા રહ્યા, સ્ત્રી તે વેળા પણ વિચારમાં નિમગ્ન હતી. ત્હેના મ્હોં ઉપર કોઇ વેળાએ હર્ષની તો કોઇ વેળાએ વિષાદની છાયા જણાતી હતી! જણાય છે કે લુગડું સડેલું હશે તેથી મ્હને લેવાની મના કરેછે, વળી પાછી વિચાર કરતી કે નહિં તે વળી કેમ હોય? દુકાનદારનાં ત્હૃદયમાં શું આટલી સરળતા, આટલું કર્ત્તવ્યજ્ઞાન રહી સકેછે? અંતે બાળકના સરળ મુખ તરફ જોઇને ધીરે ધીરે પૂછવા લાગી "ત્હમે મ્હને કપડું લેવાની મનાઇ શામાટે કરોછો?" બાળક પોતાનું સલજ્જ મ્હોં જરા નીચું કરીને કહેવા લાગ્યો, "આ કપડું વચમાંથી ફાટચું છે." ફાટચું છે એ શબ્દ સાંભળીને સ્ત્રીએ તે કપડું લીધું નહિં. કેવળ બાળકના મ્હોં સામું જોઇને જરા હસીને ત્યહાંથી

જતી રહી. દુકાનના માલકનું તે વેળાએ બીજા કામમાં મન લાગ્યું હતું તેથી બન્નેની વાતચીત સારી રીતે સાંભળી સક્યો નહોતો; પરંતુ જે કંઇ સાંભળવામાં આવ્યું હતું તેથી થોડુંક સમજ્યો હતો. દુકાનદારે તે દહાડે બાળકના પિતાને કહાવી મોકલ્યું કે "ત્હમારા છોકરાને હવે હું દુકાન ઉપર ચાકરી રાખનાર નથી. તે જેવી-રીતે કામકાજ કરેછે, તેથી મ્હારા ધંધામાં નુકસાન થઇ સકે એમ છે." પિતાએ સાંભળીને વિચાર કર્યો કે પુત્રે શું ખરાબ કામ કર્યું હશે? ત્હેમ કર્યું હોય તો છોકરાને સજા કરવી જોઇએ." તેથી તરત કપડાવાળાની દુકાન ઉપર ગયો, ત્યહાં જઇને દુકાનદારને પૂછયું "શેઠ! મ્હારા છોકરાની શી ચૂક થઇછે, તે મ્હને કહો?" દુકાનદારે જે બનાવ બન્યો હતો તે સર્વ કહ્યો. પિતા એ સાંભળીને જરા હસ્યો. ત્યહારપછી દુકાનદારને કહ્યું "શેઠ! હું મ્હારા છોકરાને ત્હમારી દુકાન ઉપર ચાકરી રાખવા ઇચ્છતો નથી. ત્હમે જે કામ અન્યાય સમજોછો, ત્હેને હું ન્યાયવાળું સમજાુંછું. મ્હારા છોકરાને હાવું ન્યાયવાળું કામ કરવાની હિમ્મત છે એ વાસ્તે હું ઈશ્વરને ધન્યવાદ આપુંછું અને તેથી હાવાં બીજાં ન્યાય કર્મ કરશે તો હું ત્હેને વધારે ચાહીશ." આટલું કહીને પોતાના છોકરાને દુકાન ઉપરથી ઉઠાડીને ઘેર લઇ ગયો. દુકાનદાર તેથી ઘણો અજાયબ થયો.



## સત્સાહસ.

રૂશીઆનો અધિપતિ શાહનશાહ પીટર વેપારની ઉન્નતિને માટે બાલ્ટિક સમુદ્રને લાડોગા સરોવરની સાથે જોડી દેવાને માટે એક મોટી નેહેર ખોદાવતો હતો. એ નેહેરનું કામ કરવાને માટે જોઇતા મજુર મળતા નહોતાં અને તે જલદી પૂરી કરવી એમ શાહની ઇચ્છા હતી, તેથી ત્હેણે હેવો હૂકમ કર્યો કે ન્યુગોરડ અને પિટર્સબર્ગ એ બે પ્રાંતોના જમીનદારોએ પોતાનાં માણસો મોકલીને નેહેર બનાવવાના કામમાં મદદ કરવી. રાજ્યના સર્વ મંત્રી અને સલાહકાર સભાસદોની રૂબરૂ આ હૂકમ તૈયાર કરાવી શાહે તે ઉપર પોતાની સહી કરી હતી. પ્રિન્સ યાકુબ ડલગોરૂકી નામે એક પ્રધાન એ દિવસે દરબારમાં હાજર થઈ સકયો નહોતો. બીજે દિવસે ત્હાં આવ્યો ત્હારે ત્હેને માલૂમ પડ્યું કે આગલે દિવસે પાદશાહે એક નવો હૂકમ કાઢયો છે અને ત્હેનો અમલ કરવાને સર્વ કારભારીઓ આતુર થઇ રહ્યા છે. આ વિશે વધારે તજવીજ કરતાં એક કારભારીએ ત્હેને પાદશાહની સહીનો હૂકમ કાઢીને દેખાડયો. તે ત્હેણે વાંચી જોયો અને શાહે કરેલા સખ્ત હૂકમથી માહિતગાર થયો. પછી તે બોલ્યો કે "નહિં, નહિં; એમ થવું અસંભવિત છે. આ બાબત શાહને સારી પેઠે સમજાવવું પડશે. કારણ કે જે પ્રદેશના ખેડુતોની પાસેથી

કામ લેવાનો શાહે હુકમ કર્યોછે તે બંને પ્રદેશ કેટલાંક વરસથી લઢાઇમાં છેક દૈવતહિન થઈ ગયા છે. તે ગરીબ માણસો ઉપર જૂલમ થયાથી તેઓ એકદમ નિરાશ થઇ જશે." આ પ્રમાણે કહીને તથા દરિદ્ર ખેડુતો તરફ દ-યાભાવ દેખાડીને અને શાહને નેક સલાહ આપવાનો પોતાનો ધર્મ વિચારીને સહી થયેલો હુકમ ફાડી નાંખ-વાને તે તૈયાર થયો. એ વખતે બીજા કારભારીએ ત્હેને એમ કરતો અટકાવીને કહ્યું કે "એ શું કરોછો! શાહા-નશાહે હેના ઉપર સહી કરીછે ને!" ત્હેના જવાબમાં ડલગોરૂકીએ કહ્યું કે "શાહાનશાહ હેનો મર્મ જાણતા નથી. હેનાથી જે ખરાબી થશે તે એમને માલૂમ હોત, અથવા કોઇએ એવિશે એમને સમજણ પાડી હોત તો હું જે કરૂંછું તેજ તે કરત." આમ કહીને સર્વ કારભા-રીઓના દેખતાં શાહની સહીવાળા હુકમનો કાગળ ત્હેણે ફાડી નાંખ્યો. ત્હેનું હાવું અદ્દ્ભુત સાહસ જોઇને સઘળા સભાસદો ઘણું આશ્ચર્ય પામ્યા. ત્ય્હાંની રાજ્યપદ્ધતિ હેવી હતી કે રાજાની ઇચ્છા પ્રમાણેજ રાજ્યનું સઘળું કામ ચાલતું. રાજાની આજ્ઞા લોપાય નહિં હેવી ગણાતી. ત્હેમાં વળી શાહાનશાહ પીટર દૃઢ પ્રતિજ્ઞાવાળો હતો. તે હાવા સાહસ કર્મને માટે કોણ જાણે શુંએ કરશે એમ વિચારીને સઘળા કારભારીઓ ભયથી કંપવા લાગ્યા અને સભામાં ઘણી ગરબડ થઇ રહી. સર્વ મંત્રીઓ ડ-લગોરૂકીને પૂછવા લાગ્યા કે "આ ત્હમે શું કર્યું! ત્હ-

મારા અવિચારી સાહસનું ફળ ત્હમારે ભોગવવું પડશેજ તે શું ત્હમે નથી જાણતા ?" ત્હેના જવાબમાં ડલગોરૂફીએ દૃઢતાથી કહ્યું કે " હું સર્વ જાણુંછું. મ્હારા હાલના કામને માટે જરૂર હશે તો હું ઈશ્વરની સામે, શાહાનશાહની સામે, અને જન્મભૂમિની સામે જવાબ આપીશ."

ત્હેનો જવાબ પૂરો નહિ થતામાં તો શાહાનશાહ દરબારમાં આવ્યા. ડલગોરૂફીએ ઉચ્ચારેલાં વાક્ય ત્હેના સાંભળવામાં આવ્યાં હતાં. સભામાં પ્રવેશ કરતાંજ ત્હાં ઘણી ગરબડ ચાલતી ત્હેને માલૂમ પડી. ત્હેને જોઇને સર્વ સભાસદો ઉઠીને માન આપવા લાગ્યા. સર્વના ચેહેરા ઉપર ભય અને સંદેહની છાયા દેખાતી હતી. સભાસદોની હાવી ભયભીત સ્થિતિ વિશે શાહાનશાહે ખુલાસો પૂછ્યો, ત્હેના ઉત્તરમાં સર્વ કારભારી મંડળે બીકથી ધ્રૂજતાં ધ્રૂજતાં ડલગોરૂફીના સાહસ કર્મની વાત ત્હેને જાહેર કરી. તે સાંભળીને શાહાનશાહે તે પ્રધાનના તરફ ફરીને પૂછ્યું કે "શા વાસ્તે ત્હમે મ્હારા હૂકમની અવગણના કરવાનું સાહસ કર્યું ?" ડલગોરૂફીએ નિર્ભય ચિત્તથી ત્હેનો જવાબ આપ્યો કે "નામદાર શાહનશાહની સુકીર્તિ અકલંકિત રાખવાની ઇચ્છા, અને ગરીબ રૈયતના હિતની લાગણી, એ બે મનોભાવે હારું કામ કરવાને મ્હને સાહસિક કર્યોછે." પછી ત્હેણે દૃઢતાની સાથે અતિ નમ્રતાથી શાહાનશાહને કહ્યું કે "રાજાધિરાજ ! આપ મ્હારાપર ગુસ્સે થશો નહિં. વિવેચના કર-

વાની આપની શક્તિ ઉપર મ્હને વિશેષ શ્રદ્ધા છે. સ્વીડનના રાજા ચાર્લસની માફક આપ પોતાના રાજ્યને સ્મશાનભૂમિ જેવું વેરાન કરવાને ચાહાતા નથી હેવો મ્હને દૃઢ વિશ્વાસ છે. તે છતાં મ્હને ઘણું આશ્ચર્ય લાગેછે કે હાવા અનિષ્ટકારી કામમાં આપે કેમ સંમતિ આપી? જે બે પ્રદેશના લોકો ઉપર જહાંગીરી વાપરવાના હુકમ ઉપર આપે સહી કરી હતી તે બે પ્રદેશના લોકોની હાલતવિશે આપે પૂરતો વિચાર અને તપાસ કર્યા નથી. શું આપ નથી જાણતા કે હાલના યુદ્ધમાં રાજ્યના સર્વ પ્રદેશો કરતાં આ બે પ્રદેશ ઉજડ જેવા થયા છે? આ પ્રદેશના લોક હાલ કહેવી દુર્દશા ભોગવેછે તે વાત શું આપને જાણીતી નથી? આપ નામદારના વિસ્તીર્ણ મહારાજ્યના સર્વ પ્રદેશોમાંથી થોડાં થોડાં માણસ કામમાં લીધાથી નહેર બનાવવાનો આપનો વિચાર પાર પડે તેમ છે, તો એ પ્રમાણે કરવામાં શી હરકત છે? બીજા પ્રદેશો ન્યુગોરડ અને પિટર્સબર્ગની પેઠે ઉજ્જડ જેવા થયા નથી. એ આબાદ પ્રદેશના આગેવાનો ખપજોગ માણસ પોતાના મૂલકમાંથી મોકલીને આપના જરૂરી કામની સગવડતા કરી સકશે."

શાહાનશાહે એકાગ્ર ચિત્તથી સર્વ હકીકત સાંભળી, અને તે બોલી રહ્યો એટલે બીજા કારભારીઓ તરફ ફરીને તે (શાહાનશાહ) બોલ્યો કે "મ્હારા સર્વ કારભારીઓમાં કોઇ હેવો સત્સાહસી નથી કે જે પ્રથમથી

આ સત્ય વાત મ્હને સમજાવી સક્યો હોય." પછી ડલગોરૂકીની તરફ ફરીને બોલ્યો કે "ત્હમે જે કહ્યું તે સર્વ ખરૂં છે. ત્હમારી સલાહ મુજબ મ્હારો હુકમ હું રદ કરૂંછું અને ત્હમારા સત્સાહસને માટે ત્હમને શાબાશી આપવા સાથે, મ્હારા હાથે થતા એક અયોગ્ય કૃત્યનો મ્હને સમજાવી અટકાવ કરાવ્યા માટે ત્હમારો ઉપકાર માનુંછું." આવા સૈન્ય સેવકો બહુજ થોડા હશે.

---

## કર્ત્તવ્યજ્ઞાન.

એક વેળા રોમનો બાદશાહ વેસ્પેસિયાન સેનેટના દ્વારા, એક અન્યાય કાયદો પાસ કરવામાં ઘણો વ્યગ્ર હતો, એ વેળાએ સેનેટમાં હેલ્વિડિયાસ નામનો એક અત્યંત ન્યાયપરાયણ સભાસદ હતો. બાદશાહ નિશ્ચય જાણતો હતો કે, હેલ્વિડિયાસ તેના અન્યાય પ્રસ્તાવનો વિરોધી થશે. એ વાસ્તે ત્હેણે ત્હેને એ દિવસની સભામાં ન આવવા વિશે કહાવી મોકલ્યું. હેલ્વિડિયાસે જવાબમાં જણાવ્યું, "બાદશાહ ! મ્હને સેનેટના સભ્ય પદથી દૂર કરવાનો ત્હમને અધિકાર છે ખરો, પરંતુ જ્યહાંસુધી હું સભાસદ રહીશ ત્યહાંસુધી હું સેનેટના અધિવેશનથી ગેરહાજર થઇને કર્ત્તવ્યમાં અવહેલા કરી સકતો નથી." બાદશાહે કહાવી મોકલ્યું "સારૂં, આજના આલોચ્ય વિષયમાં જો ત્હમે મતામત જાહેર ન કરો તો ત્હમો આ-

વશો તો ત્હેમાં મ્હારી કંઇ આપત્તિ નથી." હેલ્વિડિયાસે ત્હેના ઉત્તરમાં કાહાવી મોકલ્યું "કોઇ જો મ્હારો મત નહિં પૂછે તો હું ચૂપ રહેવા રાજી છું;" પરંતુ વેલ્પેસિયાને કહ્યું "તેમ થનાર નથી. ત્હમો હાજર રહ્યાથી ત્હમારો મત પૂછવામાં આવશે."

હેલ્–"તો જે હું ન્યાય અને યુક્તિ સંગત જાણીશ તે ચૂપ થયા વગર અને કોઇની દરકાર કર્યા વગર સલાહ આપીશ."

બાદશાહ–"જો તેમ કરશો તો ત્હમારે વિપદ ભોગવવી પડશે, કારણ, નિશ્ચય જાણજો કે ત્હમે મ્હારા પ્રસ્તાવ વિરોધી થયાથી ત્હમારૂં મસ્તક છેદન કરવામાં આવશે."

હેલ્વિડિયાસે ત્હેના ઉત્તરમાં નમ્રભાવે કહ્યું "મહારાજ ! મ્હેં શું કદી તમોને કહ્યું છે કે હું અમર છું ? દેવતાઓના પ્રતિ અને મ્હારા દેશના પ્રતિ મ્હારૂં જે કર્તવ્ય છે તે પાલનને માટે મ્હને જો ત્હમારા પ્રસ્તાવનો પ્રતિવાદ કરવો પડે તો મનમાં આણશો ના કે ત્હમારા ક્રોધના ભયથી હું ત્હેનાથી વિરકત થઈશ અને જો ત્હમો પ્રતિહિંસા ચરિતાર્થ કરવાને માટે મ્હારૂં શિરચ્છેદન કરશો તો ભવિષ્ય વંશીયગણ આપણા બંનેના કાર્યનો વિચાર કરશે."



## બાળકનું આશ્ચર્યકારક કર્ત્તવ્યજ્ઞાન.

હુનાળાની ઋતુમાં એક દહાડે એક જંગલમાં બે અંગ્રેજના છોકરા રમતા હતા; રમતાં રમતાં એક છોકરો અતિ ગંભીર ભાવ ધારણ કરીને રમવું છોડી દઈને બોલ્યો "આજે એક કામ કરતાં ભૂલી ગયો. આજે મ્હેં સવારે ઉપાસના કરી નથી. ત્હમે જરા થોભો, હું પ્રાર્થના કરી આવુંછું." આટલું કહીને બાલક તરત તે જગા પરિત્યાગ કરીને નિર્જ્જન સ્થાનમાં ગયો, અને ત્હાં ઉપાસના કરીને પાછો રમવાની જગાપર આવીને રમવા લાગ્યો. બાલ્યકાલથી હાવું કર્ત્તવ્યજ્ઞાનનું જ્વલંત દૃષ્ટાંત શું આપણા દેશના બાળકોમાં જોવામાં આવેછે? બાળકોને તો એક બાજુએ મૂકીએ પણ મ્હોટી ઉમ્મરના માણસોમાં પણ ત્હેવું કર્ત્તવ્યજ્ઞાન જોવામાં આવતું નથી. આ બાળકની કર્ત્તવ્યપરાયણતાનું સઘળાઓએ અનુકરણ કરવું જોઇએ.

---

## રિચર્ડ બ્યાકસ્ટર.

ગંભીર ચિંતાશીલ ખ્રિસ્તધર્મ પ્રચારક રિચર્ડ બ્યાકસ્ટર જેવી રીતે ઉત્સાહ અને અધ્યવસાય ધર્મપ્રચારમાં લાગ્યો હતો, તે સાંભલ્યાથી અત્યચબ થવાયછે. તે ઘણા દિવસથી અકલાંત પરિશ્રમથી પરમેશ્વરનો મહિમા પ્રચાર કરવામાં અને પુષ્કળ ધર્મસંબંધી પુસ્તકાદિ પ્રકાશ કરવામાં લાગ્યો હતો. આટલી મ્હેનત કરવા છતાં તે

એક ઘડી પણ વિશ્રામ લેવાની ઇચ્છા કરતો નહોતો. વૃદ્ધાવસ્થાને લીધે ત્હેનું શરીર ઘણું દુર્બલ થઈ પડયું હતું તો પણ પ્હેલાંની પેઠે જ્વલંત ઉત્સાહની સાથે ઈશ્વરનું રાજ્ય વિસ્તારવાને માટે પરિશ્રમ કરવામાં હઠતો નહોતો. શરીરની દુર્બલતાને લીધે પુલપીઠ વેદી) ઉપર ચઢતાં પડી ન જવાય, એ માટે સર્વદા એક માણસને પોતાની પછવાડે રહેવાને કહેતો હતો. તે વીર પુરૂષ પોતાની દુર્બલતા ઉપર નજર નહિં રાખતાં યુવાનની પેઠે ઉત્સાહ અને ઉદ્યમમાં પૂર્ણ થઇને ધર્મપ્રચાર કરતો હતો. એ મહાત્મા જ્હારે મૃત્યુના બિછાનાપર સૂતો હતો ત્યારે ત્હેના અસાધારણ પરિશ્રમને વિશે સઘળાઓએ ત્હેને યાદ આપી તેથી તે અત્યંત વિનીત ભાવથી બોલ્યો "હું પરમેશ્વરના હાથની કલમ માત્ર છું, કલમની કીંમત કેટલી હોય?" જે પરમેશ્વરનો દાસ છે તે પોતાના પ્રિયતમ દેવતાને માટે પરિશ્રમ કરવાને એક પળ પણ દૂર રહેતો નથી, ત્હેનું પ્રિય કાર્ય કરવું એજ ત્હેના જીવનને અપાર આનંદ અને સુખ આપેછે,–તેજ ત્હેના જીવનનું અન્નપાન સ્વરૂપ છે! તે હમેશાં મંગળમયનો આદેશ કહેવી રીતે પાલન કરૂં ત્હેના વિચારમાં મગ્ન હોયછે. જેઓ જગતના હિત સાધનને માટે પોતાની સુખશાંતિ વિસર્જન કરીને રાત્રદિવસ અવિશ્રાંત પરિશ્રમ કરવામાં કંઇપણ કષ્ટ સમજતા નથી, તેઓ માનવ કુલમાં ધન્ય છે. એઓના યોગેજ જગતનું ભલું થાયછે અને દેશનો ઉદ્ધાર થાયછે.

## અમેરિકાની વ્યવસ્થાપક સભા.

સો વર્ષની પ્હેલાં ન્યુ ઇંગ્લંડમાં એક વેળાએ સૂર્યગ્રહણ થયું હતું. ગ્રહણની પૂર્વે ચારે બાજુએ ઘનઘોર અંધારૂં થયું. પુષ્કળ માણસોએ હાવી અવસ્થા જોઇને અંતિમ ન્યાયનો દિવસ પાસે આવેલો જાણ્યો. તે વેળાએ કનેકટિકટની વ્યવસ્થાપક સભામાં કામ ચાલતું હતું; ધીરે ધીરે અંધારૂં વધારે થવાને લીધે સભાના એક સભાસદે આજના દિવસનું કામ બંધ કરવાની વિનંતિ કરી. એ વિનંતિ સાંભળીને એક વૃદ્ધ પિયુરિટન ઉભો થઇને બોલ્યો, "જો આજે મહાન્યાયનો દિવસ આવે તથાપિ હું પોતાનું કર્ત્તવ્ય કરવામાં પાછી પાની ભરીશ નહિ." પેલાએ ઉપલ્યું વાકય કહીને સભાનું કામ જેથી સારીરીતે ચાલી સકે ત્હેને માટે ત્યંહાં દીવા લાવવાનો હુકમ કર્યો. અવિચલિતભાવથી કર્ત્તવ્યની ભૂમિપર ઉભા રહીને પોતાનું કર્ત્તવ્ય કરવું એજ મહત્ જીવનનું એક પ્રધાન લક્ષણ છે.



## કર્ત્તવ્યપાલન અને બાધ્યતા.

એક વેળાએ પ્રુશિયા દેશની એક રેલવેના સ્ટેશનપર બન્ને તરફથી ટ્રેન આવતી હતી. એક ટ્રેન પાસે આવવાની પ્હેલાં સામે તરફની ટ્રેન બીજા પાટા ઉપર લઇ જવાનો પોઇંટસ્મેને બંદોબસ્ત કર્યો, હેવી વખતે પોઇંટસ્મેનનો છોકરો જે પાટા ઉપર ટ્રેન આવવાની હતી

ત્હેના ઉપર રમતો હતો! એ જોઇને તે એકદમ ચોંકયો, તે જો છોકરાનો બચાવ કરવા જાય તો ટ્રેનને પાસેના પાટા ઉપર લાવી સકે નહિં; તેથી બે ટ્રેન સામે સામી આવીને અસંખ્ય માણસનો પ્રાણ જતો રહે અને ગાડીની ગતિ ફેરવવામાં આવે તો બાળકના પ્રાણની આશા છોડવી પડે એ બન્ને સંકટમાં પડીને પોતાના છોકરાને મ્હોટે અવાજે કહ્યું "બે પાટાની વચલી જગાપર સૂઈજા." એટલું કહીને પોતાના કર્ત્તવ્યમાં જોડાયો. પેલી તરફ વજ્ર ધ્વનિથી બાળકના શરીર ઉપરથી રેલવે ગઈ! રેલવેમાં બેઠેલા માણુસો જાણુતા નહોતા કે આ વેળાએ પેલા ઉન્નત ત્હૃદયના પોઈંટસ્મેનનું અંતઃકરણ કહેવા વિષમ સંદેહની જ્વાળામાં બળતું હતું? ગાડી બીજા પાટા ઉપર ગઇ કે તરત દોડતો પોતાનો છોકરો જ્યહાં રમતો હતો ત્યહાં તે ગયો. ત્હેને દર પળે આશંકા થતી હતી કે છોકરો રેલવેમાં છુંદાઇને મરી ગયો હશે કે શું? પરંતુ બાળકને જ્ઞાનોદય થયાથી હુકમ પાળવાને શિખ્યો હતો. એ વાસ્તે પિતાનો હુકમ મળતાંજ તે પાટાની નીચે સુઈ ગયો હતો તેથી ગાડી જ્યહારે ત્હેની ઉપરથી ચાલી ત્યહારે ત્હેને કંઇપણુ ઇજા થઈ નહિં. પિતા છોકરાનો દેહ અક્ષત જોઇને આનંદથી વિહ્‌વલ થઇને ઈશ્વરને ધન્યવાદ આપવા લાગ્યો. પેલી તરફ પિતાની કર્ત્તવ્યપરાયણુતાથી હજારો માણુસો જીવતાં રહ્યાં, બીજી તરફ બાળકની બાધ્યતાથી તે અક્ષત શરીરે રહીને પિતાનો આ-

નંદ વધ્યો. પ્રુશિયાના બાદશાહે આ ખબર સાંભળીને પેલા પ્રોઇંટસ્મેનને યોગ્ય ઇનામ આપવાનો હુકમ આપ્યો.

---

## અદ્ભુત કર્ત્તવ્ય સાધન.

જ્યહારે દુર્મતિ, નૃશંસહૃદય અભિમાની બાદશાહ ટાર્કિવન રોમની ગાદીને કલંકિત કરતો હતો, ત્યહારે રોમ નગરમાં બ્રુટસ નામનો એક પરમ દેશભક્ત રહેતો હતો. જ્યહારે બાદશાહનો ઘણો જુલમ થવા માંડયો ત્યહારે બ્રુટસના યત્નથી રોમની દુરવસ્થા મોચન થઈ. અને પાછો સ્વતંત્રતાનો સૂર્ય ઉદય થયો. ત્હેની કર્ત્તવ્યપરાયણતા સાંભળીને આશ્ચર્ય પમાયછે. તે કર્ત્તવ્યની ખાતર પુત્રવાત્સલ્યને પણ બળિદાન આપવામાં કંઇ પણ ક્ષુબ્ધ તથા કુંઠિત થયો નહોતો. રોમમાં જ્યહારે પ્હેલી વારે પ્રજાતંત્ર શાસન રીતિ સ્થાપવામાં આવી, ત્યહારે ઉન્નતમના બ્રુટસને સર્વ પ્રધાન કર્મચારીના પદમાં લગાડયો હતો. બ્રુટસે રાજકામમાં હાથ નાખતાંજ રાજ્યને બળવાખોરોથી બચાવવાને બળવાખોરોનો નાશ કરવાનો દૃઢ નિશ્ચય કર્યો. ખબર મેળવતાં મેળવતાં ત્હેને થોડા દહાડામાં ખબર મળી કે મ્હારો છોકરો બળવાખોરોમાં સામેલ છે. એ ખબર મળતાંજ પુત્રને પકડાવીને તરત ન્યાય કરવાને કોર્ટમાં લાવ્યો. આ વખતે ત્હેનાં સગાંવ્હાલાં અને રોમનગરના રહેવાસીઓએ ત્હેનો પ્રાણ

રહે ત્હેને માટે વિનંતિ કરી; પરંતુ દૃઢ કર્ત્તવ્ય બુદ્ધિએ કોમળ પુત્રવાત્સલ્યને પરાજય કર્યું. ત્હેણે મનમાં નિશ્ચય કર્યો કે રોમ રાજ્યના મંગળને માટે છોકરાને મારી નાંખવો આવશ્યક છે; ત્હેનો ન્યાય કર્યો, ત્હેમાં છોકરો ગુન્હેગાર જણાયો, તેથી પોતાના પ્રાણ જેવા પ્રિય પુત્રને મારી નાંખવાને ઘાતકને ત્હેણે હુકમ કર્યો. આ નૃશંસ હુકમ પ્રતિપાલિત થશે કે નહિં તે પોતે જોવાને માટે ફાંસી દેવાની જગાપર ગયો. જ્યહાંસુધી ઘાતકે બળવાખોરનું માથું શરીરથી છુટું નહિં કર્યું ત્યહાંસુધી તે ત્યહાં અટલભાવથી ઉભો રહ્યો! અંતે છોકરાના લોહીથી તે ભીષણ વધ્યભૂમિ રંજિત થઇ તે વેળાએ પુત્રસ્નેહનો બંધ થયલો ઉચ્છવાસ ઉઘડ્યો, પુત્રશોકના તીવ્ર અશ્રુજલથી પ્લાવિત થઇને પોતાને ઘેર ફર્યો.



## અવિશ્રાન્ત પરિશ્રમ.

એક વિખ્યાત ધર્મયાજક ઘણા દિવસથી રોગથી ઘણો કષ્ટ પામતો હતો. ત્હેણે પોતાની તનદુરસ્તીના વિશે ત્રણ ડાકટરોની સલાહ પૂછી. ત્રણે ડાકટરોએ કહ્યું કે "ત્હમે જે રીતે હાલ જીવન ગાળો છો તેથી વધારે દિવસ જીવી સકશો નહિં." ત્રણે ડાકટરોએ એક અવાજથી સલાહ આપી કે "ત્હમને કામધંધો છોડવો જોઇએ; કારણ કે હાવી અવસ્થામાં માનસિક પરિશ્રમ કર્યાથી જલ-

કીથી મરણ નીપજશે." તે સાંભળીને ધર્મયાજકે તેઓને પૂછ્યું "જો હું સર્વ કામ છોડીને વિશ્રામ કરૂં તો કેટલા દિવસ જીવી સકીશ?" ડાકટરોએ જવાબ આપ્યો "છ વર્ષ." ધર્મયાજકે ફરીથી પુછ્યું "જો કામ ધંધો છોડી નહિં દઉં તો કેટલુંજીવીશ?" ડાકટરોએ જવાબ આપ્યો "ઘણું ઘણું તો ત્રણ વર્ષથી વધારે નહિં." તે વેળાએ પેલા ઈશ્વર સેવકે જવાબ આપ્યો "ડાકટરો! આળસમાં છ વર્ષ જીવવાના કરતાં કોઇ સારૂં કામ કરીને જો ત્રણ વર્ષ જીવવામાં આવે તો ત્હેને હું ઉત્તમ સમજાું છું."

હેનુંજ નામ ઇશ્વરના કામમાં શરીરનો ત્યાગ કરવો તે છે. વાસ્તવિક ઈશ્વરનો જે સેવક હોયછે, તે સમ્પદમાં, વિપદમાં, તનદુરસ્તીમાં, રોગી અવસ્થામાં, સર્વ સમયમાં અને સર્વ અવસ્થામાંજ ઈશ્વરનું કામ કરીને સુખી થાયછે. આળસમાં જીવતર ગાળવું ત્હેના પક્ષ અસહ્ય થાયછે. ઈશ્વરના કામમાં દેહપાત થાય તે ભલે, તથાપિ તે આળસુ થઈને લાંબુ આયુષ્ય મેળવવાની ઈચ્છા કરતા નથી



## કર્ત્તવ્યને માટે પ્રાણદાન.

એક વેળાએ આલ્પ્સ પર્વતના પ્રદેશમાં એક રેલવેની ટનેલના મ્હોં ઉપર એક મ્હોટો પથ્થર પડીને રસ્તો બંધ થઇ ગયો હતો. તે વેળાએ એક ટ્રેન આવવાની સંભાવના હતી. કોણ જાણે ટ્રેન ભાગી જાય, હેવી આશંકા

કરીને એક હિમ્મતવાન મજુર પથ્થર ખસેડવાની કોશેશ કરવા લાગ્યો, અને પુષ્કળ મ્હેનત કરી માર્ગને સાફ કર્યો. રસ્તો સાફ થયો હતો પરંતુ પેલી તરફ દોડતી ટ્રેન પણ વિજળીની પેઠે તે વીર પુરૂષના શરીર ઉપરથી ચાલી ગઈ! તરત ચક્રની નીચે છુંદાઇને ત્હેનો પ્રાણવાયુ નિકળી ગયો. કર્ત્તવ્ય પરાયણ મજુરે પ્રાણ આપીને ટ્રેનમાંના પુષ્કળ ઉતારૂઓના પ્રાણની રક્ષા કરી.



# દયા.

## ઢોડારામ.

આ સંસારમાં ફુલ વૃથા ફુટતાં નથી. રમ્ય બગીચામાં ફુટે, અથવા નિર્જન વન પ્રદેશમાં ફુટે, અથવા રેતીવાળા જંગલના મરૂદ્વીપના કોઇ સીમાન્ત દેશમાં ફુટે, પોતાનો સુગંધ, પોતાનું સૌંદર્ય યથાસાધ્ય વિસ્તાર કરશે ને કરશેજ. દુ:ખથી જે અન્નભાવે શીર્ણ કાય છે, જો એના હૃદયમાં દયા હોય તો હેનાથી જગતનું જેવું ઉપકાર થાયછે, ત્હેવું રાજશ્રીસંપન્ન મહારાણી દ્વારા થાય છે? કોઈની વાત ગેજટમાં જાહેર થાયછે, કોઇની વાત અંધારામાં ઢંકાઈ રહેછે એટલોજ માત્ર પ્રભેદ છે! જગત્‌ના ઉપકારિતા અને અપકારિતાનું બીજું કંઇ ઇતર વિશેષ નથી. જે નામ પ્રસ્તાવના શિરો ભાગમાં મૂક્યું છે, તે ભદ્ર સમાજમાં અજ્ઞાત છે, વાંચવામાં ગડબડ જેવું જણાય છે. તેની જાત બિહારી ખેડુત છે, નિરક્ષર ભિક્ષોપજીવી છે. એની સાધુતા અને દયાથી આ સંસારનો શો ઉપકાર થયો છે તે શું સાંભળશો?

ઢોડારામ કલકત્તાની પાસે એડદેહ નામના ગામમાં મજુરી કરીને પોતાનો ગુજરો કરતો હતો. જ્યહારે અતિરિક્ત મજુરી ઢોડારામના પક્ષે અસંભવ થઇ પડી હતી,

ત્ય્હારે બે ત્રણ મુઠા અનાજ મેળવવાને માટે આખો દ-હાડો મજુરી કરવી પડતી નહોતી, તે વેળાએ એક દિવસે રસ્તા ઉપર એક રોગજીર્ણ લંગડો ભિક્ષુક જોયો. ભિક્ષુક અનાહારી અકર્મણ્ય હતો. કોણ ત્હેના ઉપર દયા કરે? અંગ્રેજી સભ્યતાએ આ દેશમાંથી જેટલાં ધન રત્ન ચોરી લીધાં છે, ત્હેમાં દયાદાક્ષિણ્ય એક પ્રધાન છે—આજ અર્થ-વ્યવહારશાસ્ત્રની દોહાઇ આપીને હમે દરવાજા ઉપર આવેલા ભિક્ષુકને હાંકી મૂકીએ છિય. ધની ભદ્ર લોકથી ગામ પૂર્ણ છે; પરંતુ એ દુઃખી ભિક્ષુકની દુરવસ્થા જોઇને કોણ દુઃખિત થાય? કોણ બચેલા હાંડામાંનું અન્ન ભૂખે મરતાને આપે? કોની સ્વાર્થદર્શનમુખઆંખ્ય હેની તરફ એક-વાર જાય? કોઇએ પણ ત્હેની તરફ જોયું નહિં, કોઇ પણ દુઃખિત થયો નહિં.

ઢોડારામ કામ કરીને સાંજે ઘરભણી આવતો હતો, એવી વેળાએ જોયું તો તે લંગડો ફકિર, ભૂખથી થરથર કંપતો રસ્તાની એક બાજુએ પડી રહ્યો હતો. ઢોડારામે પૂછ્યું "તું કોણ છે, તું અહિંયાં કેમ સુતોછે?" ફકીરે અતિ કષ્ટથી હાય મારીને કહ્યું "માથું રાખવાની જગા નથી, ભૂખથી બળુંછું, રોગમાં મરૂંછું, ચાલવાની શક્તિ નથી, બીજું હું શું કહું?". અશિક્ષિત દરિદ્ર ઢોડારામના પવિત્ર ઉન્નત ત્હૃદયમાં દયા કહો, સહાનુભૂતિ કહો, કે પ્રીતિ કહો, ચાહે તે કહો, ત્હેને દયા આવી; ઢોડારમો વિચાર કર્યો હું ક્ષીણપ્રાણવાળો છું," હું દરિદ્ર છું, હું હેને

માટે શું કરી સકું? પરંતુ ત્હદયનો વેગ સંભાળી સકતો નથી ઇચ્છા થાયછે કે ત્હેને છાતીની એક તરફ આ-ણીને બેસાડું. હેને વાસ્તે શું કંઈ કરી સકીશ નહિં? એમ કહીને તે એકવાર સાંજના આકાશની તરફ જોવા લાગ્યો, એકવાર તે અનંત આકાશમાં અને ત્હદયાકાશમાં મળીને શું જોયું? ત્હેણે એક વેળાએ વિચાર કર્યો. બીજું કંઇ કરી સકીશ નહિં તો જીવન આપીશ, મૃત્યુ પર્યન્ત યત્ન કરીને રસ્તાના ફકિરને ખોળે લઇને પોતાની ન્હાની ઝુંપડીમાં લઇ ગયો, રાજપ્રાસાદ ત્હમારા ઉન્નત ચૂડામાં વિજળી કેમ ન પડી? ઢોડારામના પૂર્વ સંચિત અર્થમાં પાંચ રૂપિયાની માત્ર પુંજી હતી, તેણે એ રૂપિયા શિખેલા પંડિતના પ્રમાણે પરિણામદર્શિતા તથા ભવિષ્યત્ દૃષ્ટિ ઉપર નજર રાખીને રાખ્યા નહોતા, તેથી ત્હેના ઔ-ષધ અને પથ્યને વાસ્તે ખર્ચી નાંખ્યા. ફકિરનો તાવ ગયો. ત્હેના પછી કોણ ત્હેને ખાવાનું આપે? પ્હેલાં કહેવામાં આવ્યુંછે કે ઢોડારામનું શરીર દુર્બલ થયું હતું. પોતાનું પેટ ભરવાની પંચાયતી પડતી હતી. ત્હેના પછી બીજા એકનું પેટ ભરવાની ફરજ પડીછે! તે કહેવી રીતે ચલાવશે? પરંતુ ત્હેનો ત્હેણે વિચાર કર્યો નહિં. ભગ-વાનનું નામ સ્મરણ કરીને ચલત્શક્તિહીનને માટે અને નિરૂપાય થયાથી પોતાને માટે પૈસાદારને દરવાજે ભિક્ષા માગવા ગયો. ઈશ્વરની કૃપાથી થોડા દિવસ ત્હેને ખાવાનું મળ્યું; પરંતુ ઢોડારામને પછી કોઈપણ ભિક્ષા આપતા

નહોતા. ભિક્ષા ઘણી મળતી નહોતી, ઘણી જગા ઉપર ફરવું પણ ઢોડારામના પક્ષે અસંભવ હતું તોપણ દુઃખીને માટે ખાવાનું પુરૂં પાડવું જોઇએ. તે વેળાએ ઢોડારામે રસ્તાની ઇંટ ભાંગવાના કામમાં પોતાના અતિ દુર્બલ હાથ નિયુક્ત કર્યા, ત્હેમાં લાભ વધારે હતો અને એક જગાપર બેસીને રોજનું ખાવાનું મળતું. ત્હેનાં શરીરનાં જેટલાં લોહીનાં ટીપાં હતાં તેને રસ્તાની ઇંટ ભાંગવામાં ખર્ચ કર્યા,–ઢોડારામના લોહીથી બનેલા રસ્તા ઉપર ધની માનીના પાદુકાઆચ્છાદિત ચરણ નિર્વિઘ્ન અને મહાસુખથી ગમનાગમન કરેછે. પરંતુ ઢોડારામ જ્યહાંસુધી કરી શકયો તેવી રીતે બલક્ષય અને રક્તપાત કરીને ભિક્ષુકને અન્ન ખવાડીને છેલ્લે હિતવાદદર્શન અને સ્વાર્થરક્ષિણી નીતિના માથા ઉપર પદાઘાત કરીને આ લોક છોડીને દિવ્યધામમાં ચાલી ગયો. ત્હેના પછી તે ભિક્ષુકનું શું થયું હતું તે કોણ જાણે. ઢોડારામની ખબર રાખી છે એટલીજ ઘણી છે.



## નિઃસ્વાર્થ પરોપકાર.

એક વેળાએ આલ્પ્સ પર્વત ઉપર પુષ્કળ બરફ પડયાથી તે બરફ જલદીથી ગળી જવાને લીધે ઇટાલીના ઉત્તર ભાગમાં રેલ થઇ. તેથી ત્યહાંની આડિજ નદીનો સ્રોત હેવો તો વધી ગયો કે ત્હેના વેગથી વેરોના નગરની

પાસેના એક પુલની વચમાંના ભાગ સિવાય બીજા સર્વે એકી વખતે અદૃશ્ય થઈ ગયા. પુલના વચમાંના ભાગમાં કર ઉઘરાવનાર રહેતો હતો. તેથી કર ઉઘરાવનારનું કુટુંબ તરંગમાળાથી ઘેરાઇને ઘણા કષ્ટમાં પડ્યું હતું. તેઓના રહેઠાણની નીચે મ્હોટા મ્હોટા પથ્થરા પડતા હતા, અને થોડી વારમાં તેઓની શી દશા થશે ત્હેની સ્થિરતા નહોતી. કિનારા ઉપરનાં માણસો કંપિત હૃદયથી એ સર્વે જોતાં હતાં, તેઓ પ્રાણભયથી ઘણાં ભયભીત થઇને રડતાં હતાં અને જોનારાઓને મદદ આપવાને માટે કહેતાં હતાં. કાઉન્ટ આફ પાલ વેરનાઇ નામનો એક ધનવાન માણસ કિનારા ઉપર હતો. તે પેલા કુટુંબની વિપદ્‌ની હાલત જોઇને દયાર્દ્ર થઈને કહેવા લાગ્યો "જે માણસ એક હોડી લઇને તેઓનો જીવ ઉગારશે ત્હેને સો સિકુઈન ( અર્થાત્ ઇટાલીના રૂપિયા ) ઇનામ દાખલ આપીશ; પરંતુ સ્રોતનો વેગ ઘણો જોરાવર હતો. હોડી તો ક્યહાંને ક્યહાં ઊંધી વળી જાય એમ હતું. જો હોડી ઊંધી નહિં વળે તોપણ હોડી પથ્થરની સાથે અથડાઇને ડુબી જાય. હેવા ભયથી જોનારમાંથી કોઇપણ જવાને હિમ્મત કરતું નહોતું. એ વખતે એક ખેડુત તે રસ્તેથી જતો હતો. જોનારાઓમાંથી કેટલાકોએ પેલા કર ઉઘરાવનારની વિપદ્ અને કાઉન્ટે ઈનામ આપવાને જે કબુલ્યું છે તે બધું કહ્યું. પેલો ખેડુત તરત એક હોડી લઈ અસુર પરાક્રમથી નદીના વચમાંના પડતા પુલની પાસે

ગયો! એક લાકડીની મદદથી પેલા વિપદમાં પડેલા કુટુંબના માણસોને એક પછી એક હોડીમાં લઈને પેલા ખેડુતે કહ્યું કે "હવે હિંમત રાખો, ત્હમને હવે કંઇ થાય એમ નથી." આટલું કહીને પ્રથમના કરતાં વધારે બળની સાથે મ્હેનત કરીને તેઓને વગર હરકતે નદીને કિનારે ઉતાર્યાં. તે વેળાએ કાઉન્ટ ત્હેની હિમ્મતની પ્રશંસા કરીને ત્હેને કબૂલ કરેલું ઇનામ આપવા ગયો. પરંતુ ખેડુતે કહ્યું મ્હેં પૈસાને માટે કદી વિપદમાં કુદકો માર્યો નહોતો. હું મ્હેનત કરીને જે કાંઇ કમાઉછું ત્હેનાથી મ્હારૂં અને મ્હારી બાયડી છોકરાનું ખુશીની સાથે ગુજરાન ચાલેછે. આ વિપદ્માં પડેલા કુટુંબનું સર્વ જતું રહ્યુંછે; એઓને તે પૈસા આપો."

હાવા નિઃસ્વાર્થ પરોપકારનાં દૃષ્ટાંત આ સંસારમાં ઘણાં થોડાં છે. ઘણી જગાપર માણસો બીજાનું ભલું કરવાની વખતે તેઓની પાસેથી હમણા કંઈ નહિં લે તોપણ ભવિષ્યમાં કાંઇકને કાંઇ લેવાની ઇચ્છા કરેછે પરંતુ આ ગરીબ ખેડુત, જે શારીરિક પરિશ્રમમાત્રથી દિવસ ગાળતો હતો, જેના પક્ષે એકસો સિકુઇન ઘણા પૈસા હતા, તેણે વગર હરકતે આવેલા પૈસાને તુચ્છ કર્યા, અને પોતાનું કર્ત્તવ્ય પાલન કરવુંજ યથેષ્ટ ઇનામ જાણ્યું! હેનેજ નિષ્કામ ધર્મ કહેછે. જે માણસ કેવળ કર્ત્તવ્યની ખાતર કર્ત્તવ્ય પાલન કરેછે, જે કેવળ ઈશ્વરનાં આદિષ્ટ કામ જાણીને સારાં કામ કરેછે, બીજી કાંઇ ઇનામ

તથા સુખની આશા રાખતો નથી, તે જો સામાન્ય ખેડુત હોય તોપણ તે સાધુ મહાત્મા છે. દરિદ્ર અને વિદ્યાવિહીન હોવા છતાં તે ભક્તિનું પાત્ર છે. ત્હેનું ચરિત્ર સઘળાઓએ અનુકરણ કરવા યોગ્ય છે. ઉપરના એક બનાવથી પેલા દરિદ્ર ખેડુતની લોભહીનતા, ઉદારતા, કર્ત્તવ્યજ્ઞાન અને નિઃસ્વાર્થ પરોપકારનો ભાવ કહેવો સ્પષ્ટ અને ઉજ્વલ ભાવથી પ્રકાશિત થાયછે!

---

## પ્રાણરક્ષા.

ઇસવી સન ૧૮૮૨ માં માંચેસ્ટર નગરમાં એક ભાષણમાં લાર્ડ સ્યાફ્ટ્સબેરીએ નીચે લખેલા સુંદર બનાવનું વર્ણન કર્યું હતું. "થોડા દિવસ ઉપર ન્યુઝીલંડ રહેવાસીનું એક વ્હાણ ઇંગ્લિશ ચ્યાનેલના ખરાબામાં અથડાઈને ભાંગી ગયું હતું. વ્હાણમાંનાં ઘણાં ખરાં માણસો દરિયામાં ડૂબી મૂવાં હતાં. જ્યહારે ભાંગેલા વ્હાણની અંદર, ઉપર, આસપાસ ચારે તરફથી પાણી તીવ્ર વેગથી આવતું હતું ત્યહારે કેબીનમાંથી એક સ્ત્રી વ્યાકુલભાવથી દોડતી ડેક ઉપર આવી. અને ગભરાતી કહેવા લાગી "હાય! હવે ઉપાય શો કરવો? હોડી ક્યહાં છે?" એક ખલાસીએ જવાબ આપ્યો "ત્હમારે માટે કોઇ હોડી નથી!" પેલી સ્ત્રી પ્રાણભયથી અસ્થિર થઇને શૂન્ય નયનથી ચારે તરફ જોવા લાગી.

ડેકની એક તરફ એક બાળક ઉભો હતો, વીરત્વ અને સાધુતા ત્હેના સરળ મ્હોં ઉપર દીપતાં હતાં. તે ચિંતાતુર ભાવથી પેલી નિરાશામાં શુષ્કપ્રાણા અબલાની પાસે આવીને બોલ્યો "જુઓ-ત્હમે તો તરી જાણતા નહિ હશો; પરંતુ હું સારી રીતે તરી જાણુંછું. મ્હારૂં આ લાઇફ બોય અર્થાત્ જ્યહારે વ્હાણ ડુબવાની તૈયારીમાં હોયછે તે વખત ગોળ ચકરડાં આપવામાં આવેછે તે લઇને હેની મદદ વડે કિનારે જાઓ! હું તરતો કિનારા ઉપર આવુંછું. તે વેળાએ વ્હાણ ડૂબવાની તૈયારીમાં હતું. ચારે બાજુએ મ્હોટાં મ્હોટાં મોજાં આવીને પડવા લાગ્યાં,-અતિ સત્વર સર્વ જીવતાં સમાધિ થશે! એક પળનો વિલંબ કરવાનો વખત નહોતો, તે લાઇફ બોય લઇને સ્ત્રી પાણીમાં પડી, ત્હેની સાથે સાથે બાળક પણ કુદકો મારીને પડ્યો! જ્યહાંસુધી શક્તિ હતી, ત્યહાંસુધી બાળક તે સાગર-બક્ષ ભેદ કરીને તરતો જવા લાગ્યો. જલદીથી થાકીને ત્હેના હાથપગ શિથિલ થઇ પડ્યા. છેલ્લે ત્હેને સંપૂર્ણ અચેતન અવસ્થામાં કિનારો મળ્યો. પેલી બાજુએ બાળકના ઉદાર ત્હદયના કલ્યાણથી સ્ત્રીનો જીવ બચ્યો. કહેવો સ્વાર્થત્યાગ! પોતાના પ્રાણની માયા છોડીને સંકટની વેળાએ કોણ પોતાનું જીવન બચાવવાનો એકમાત્ર ઉપાય બીજાની પ્રાણરક્ષાને માટે આપી સકેછે? પરંતુ પેલા નાવિક બાળકે મૃત્યુના મ્હોંમાં પડીને અકુતોભયે એક અસહાયાન્ત

પ્રાણુરક્ષાને માટે પોતાનું લાઇફ બોટ ત્હેને આપીને સર્વ વિપદ્‌નો બોજો પોતાના માથા ઉપર લીધો હતો ! 'એજ ખરેખરૂં વીરત્વ છે."

## સર ફિલિપ સિડ્‌ની.

ઈ. સ. ૧૫૮૫માં રાણી એલિઝાબેથના રાજમાં જ્યહારે સ્પેનની સાથે ઇંગ્લંડને લઢાઈ ચાલતી હતી, ત્યહારે હાયલંડ દેશમાં ઝટફેન નગરની બ્હાર એ બન્ને પક્ષ વચ્ચે એક ન્હાનીસરખી લઢાઇ થઇ હતી. તે લઢાઇમાં સેનાપતિ સર ફિલિપ સિડ્‌નીને સખ્ત જખમ લાગ્યો. સિડ્‌ની કાર્યદક્ષતા અને ચરિત્રની સાધુતાને માટે ગરીબોને પ્રિય થઈ પડ્યો હતો. ત્હેને લઢાઇના મેદાનમાંથી બીજી જગાપર દવાદારૂ કરવા લઈ જતા હતા, ત્યહારે તે ઘણો તરસ્યો હોવાથી તેણે પાણી માગ્યું. ભીષણ રણક્લેશ પછી જખમી થઇને તરસ છીપાવવાને માટે સિડ્‌ની ગ્લાસ મ્હોં આગળ લઈ જાયછે, હેવી વખતે જોયું કે બીજો એક સિપાઈ મરણની પથારી ઉપર પડેલો તે રસ્તેથી ઉચકનારા લઇ જાયછે. જવાની વખતે પેલો શુષ્કકંઠ મરવા પડેલો સિપાઇ અનિમિષ નયનથી, તૃષ્ણાની શાંતિ, સિડ્‌નીના હાથમાંના ગ્લાસ ઉપર જોતો ગયો. વીર, ઉદાર હૃદય સિડ્‌ની સમજ્યો કે ત્હેને પાણી પીવાની ઘણી તરસ લાગીછે. તેથી પોતાને ઘણી તરસ ગવા લા

છતાં તરત તે પાણીનું ગ્લાસ સિપાઈના હાથમાં આપીને બોલ્યો "તહમારો અભાવ મ્હારા કરતાં પણ વધારે છે!" મરવાના મ્હોં ઉપર પડીને જે હાવું સ્વાર્થત્યાગ અને દયાનું કામ કરી સકે, ત્હેના ત્હૃદયમાં દેવત્વ છે ત્હેમાં કંઇ સંદેહ નથી.

## એક દયાળુ સ્ત્રી.

એક દહાડો એક દયાળુ સ્ત્રી એક માબાપવગરના, દુઃખ પ્રપીડિત બાળકની શોચનીય અવસ્થા જોઇને ત્હેના દુઃખમાં ઘણી કાતર થઈ. સ્વદેશના એક આબરૂદાર દેશહિતૈષીની પાસે મદદ મેળવવાને ગઈ. ત્હેને પેલા અસહાય બાળકની સઘળી વાત જણાવ્યાથી તે ઉદાર ત્હૃદયનો માણસ પણ ત્હેના દુઃખથી દુઃખિત થઇને કહેવા લાગ્યો, "ત્હમે જે છોકરાને વિશે કહ્યું ત્હેને જે કંઈ જરૂર હશે તે હું આપીશ. સર્વ વિષય મ્હારા ઉપર આધાર રાખીને નિશ્ચિંત રહો." એ સાંભળીને પેલી દયાળુ સ્ત્રીએ સંતુષ્ટચિત્તથી કહ્યું. "પેલો બાળક જ્યહારે મ્હોટો થશે, ત્યહારે હું ત્હેને ત્હમારી આગળ કૃતજ્ઞ થવાને અને ત્હમને ધન્યવાદ આપતાં શિખાડીશ." પ્રતિષ્ઠિત માણસ યશ, માન, સુખ્યાતિ કંઇજ ચાહાતો નહોતો, તેથી તે સાંભળીને બોલ્યો. "ત્હમે મ્હોટો ભૂલાવો ખાઓછો. કહો જોઈએ વૃષ્ટિને માટે આપણે શું

કદી જલધારાને ધન્યવાદ આપીએ છિયે? એ બાલકને ત્હેના કરતાં ઉચ્ચતર વિષયના ઉપર નજર રાખતાં શિખાડજો. જે વરસાદનું કારણ છે, જેના આપેલા ધનથી આ બાળકનું પ્રતિપાલન થાયછે, તે સર્વશક્તિમાન્ પરમેશ્વરને સર્વ કાર્યને માટે કૃતજ્ઞતા આપવાનું શિક્ષણ આપવું છે. તેજ ધન્યવાદના ઉપયુક્ત છે, હું કેવળ ઉપલક્ષ માત્ર છું."

---

## આશ્ચર્યકારક દયા.

એક દહાડો બ્રિસ્ટલની એક ગુલામ વેચવાની દુકાન ઉપર એક વૃદ્ધ હબસીને વેચવા માટે વેચવાના પાટ ઉપર રાખવામાં આવ્યો હતો. હેવી વખતે એક બાલિકા રમતી રમતી ત્યહાં આવી પ્હોંચી. વૃદ્ધપણાને લીધે હબસી પાટીઆ ઉપર ઉભો ઉભો ધ્રુજતો હતો. આ દેખાવ જોઇને બાલિકાના કોમળ પ્રાણમાં આઘાત લાગ્યો. તે હવે રહી સકી નહિ, એકદમ વેચનારના ચરણ નીચે પડી ત્હેના મ્હોં સામું જોઈને બોલી, "મહારાજ! હું આપની આગળ વિનીતભાવથી પ્રાર્થના કરૂં છું કે આપ આ વૃદ્ધ ગુલામને છોડી દો, તેમ નહિં કરવા ઇચ્છતા હો તો ત્હેને બદલે મ્હને વેચી નાંખો!" બાલિકાના ઉપલ્યા કરૂણાજનક વાકયથી ગુલામ વેચનારનું સખ્ત હૈયું થોડીવારને માટે રડ્યું! પેલી છોક-

રીને પોતાને ખોળે લઈને સાદરથી મુખ ચુમ્બન કરીને કહેવા લાગ્યો, "બેટા! આટલીન્હાની ઉમ્મરમાં કોણે ત્હને દુ:ખીને માટે રોતાં શીખાડી? તું શા માટે આટલી બધી રૂવેછે? શું માગે છે? તે ખુલ્લે ખુલ્લું કહે." બાલિકા રોતી રોતી કહેવા લાગી, "મહારાજ! મ્હારી આટલીજ ભિક્ષા છે, વૃદ્ધને છોડી મૂકો." વેચનારે બાળિકાને કહ્યું, ઈશ્વર ત્હને દીર્ઘજીવી કરો! મ્હેં આ વૃદ્ધને ત્હારા હાથમાં સોંપ્યો, જેવી ત્હારી ઈચ્છા હોય તે કરવાને તું મુખતિયાર છે." બાળિકા તે વેળાએ વેચનારના ખોળામાંથી ઉતરીને ધન્યવાદ આપીને તે આખી ઉમ્મરના દુ:ખી હબસીનો હાથ ઝાલીને આલ્હાદિત મનથી માતાની પાસે લઈ ગઈ.



## પરોપકારનું સુખ.

પારીસ નગરમાં એક આબુરૂદાર માણસના જીવનમાં એક આશ્ચર્યકારક બનાવ બન્યો હતો. અગાધ ધનસંપત્તિનો અધિપતિ થઇને તે વિલાસ સુખમાં મસ્ત રહેતો હતો. જીવનના કોઈપણ કર્ત્તવ્યની તરફ જોતો નહોતો. અસાર ખુશી ખુશાલીમાં મનુષ્ય કેટલો કાળ ગાળી સકે? થોડા દિવસ સુધી ભોગ સુખમાં પરિતૃપ્ત થયા બાદ ત્હેના પ્રાણમાં શૂન્યતા જણાવવા માંડી. ત્હેની આખી

ઉમ્મર આલસ્યના અવસાદમય સાગરમાં ડૂબી ગઈ હતી; કુ અભ્યાસને લીધે કોઇ કામમાં ત્હેને ઉત્સાહ આવતો નહોતો. અથવા માનવ જીવનનું કર્ત્તવ્ય ત્હેના સમજવામાં આવતું નહોતું. ધીરે ધીરે આલસ્યથી નિ-સ્તેજ ઔદાસીન્ય આવ્યું, અને ત્હેનાથી સંસારના ઉપર એક જાત્યની વિરક્તિ આવી પડી. અંતે ત્હેની માનસિક અવસ્થાનું એટલું અધઃપતન થયું કે જીવન ધારણ કરવું એ ત્હેના પક્ષે મ્હોટી વિડંબના થઇ પડી. એક દહાડે સાંજની વેળાએ જીવનના ઉપર ઘણી વિતૃષ્ણા લઇને અતિ છુપીરીતે પાસેની સીન નદીમાં ડૂબી મરવાનો વિ-ચાર કરી તે ઘેરથી નિકળ્યો. જ્યહારે નદી ઉપર આવી પ્હોંચ્યો, ત્યહારે અંધારૂં થયું નહોતું. કોઇને ખબર થાય તો તે આત્મહત્યાના પક્ષે હરકત નાંખે, હેવી આશંકા કરીને ત્હેણે થોડીવાર સુધી અહિંથી તહિં ફરવાનો વિ-ચાર કર્યો. પછી ફરવા લાગ્યો, ફરતાં ફરતાં વિચારમાં નિમગ્ન થઇને એકદમ ખીસામાં હાથ નાખીને જુએછે તો ત્હેની પાસે મોહરથી ભરેલી પાકીટ નીકળી ! જે ભીષણ અભિસંધિ લઇને તે આવ્યો છે, ત્હેમાં હવે પૈસાની કંઇ જરૂર નહોતી. ત્હેના મનમાં આવ્યું કે સર્વ સમેત પાણી-માં કુદકો માર્યાથી આ પૈસા સંસારમાં કંઇ કામ આવશે નાહિં ઉલટુ અંતિમ કાલે કોઈ ગરીબ કુટુંબને રૂપીઆ આપી ગયાથી યથેષ્ટ ઉપકાર થશે. રૂપીઆનો સદ્વ્યહાર થશે. હાવી રીત્યનો મનમાં ને મનમાં વિચાર સ્થિર ક-

રીને તરત તે ત્હાંથી નીકળીને પાસેના એક ગરીબ મોહોલ્લામાં ગયો. થોડીવાર તજવીજ કર્યા પછી એક ગરીબની ઝુપડી જોઇ, અને વાર નહિ લગાડતાં ઝુપડીમાં ગયો. ત્હાં એક જીર્ણ મલીન બિછાનામાં એક સ્ત્રી રોગની યંત્રણામાં અસ્થિર થઇને સૂતેલી છે, આસપાસ પાંચ છ બાળક બાળિકા ફાટેલાં કપડાં પેહેરીને ભૂખ્યાં અયત્નથી મ્રિયમાણ થઇને માતાની પાસે ખાવાનું માગેછે? કુટુંબમાં જીવંત ગરીબાઈ ત્હેની વિકટ લીલા પ્રકાશ કરીને બેઠી છે! તેઓની ત્હૃદયવિદારિણી દુરવસ્થા જોઇને ત્હેણે તરત મોહોરથી ભરેલી પાકીટ પીડિત સ્ત્રીના હાથમાં મૂકી. આશાતીત અર્થ અપ્રત્યાશિતભાવથી મળ્યાથી મા અને બાળકોનાં યાતનામય અશ્રુ હર્ષના અશ્રુમાં આવ્યાં. એટલી સરળ અને આવેગપૂર્ણ ભાષામાં તેઓએ ત્હૃદયની કૃતજ્ઞતા જણાવી કે ઉપકારક વિસ્મિત થયો. ત્હેના પ્રાણમાં હેવો તો અભૂતપૂર્વ પવિત્ર આનંદ ઉછળ્યો કે તે પોતાની અવસ્થા જોઇને વધારે આશ્ચર્ય થવા લાગ્યો. દુઃખીના આંસુ લુછવાથી આટલું નિર્મળ સુખ મળેછે તે જાણતો નહોતો. હાલ આ આનંદના કિરણથી ત્હેનું વિષાદતિમિર દૂર થયું. આ જીવન કેવળ નિરર્થક, શુષ્ક મરૂસમ કઠોર નથી, સર્વ પ્રકારની અવસ્થા મહત્ વ્રતમાં નિયુક્ત રહીને જીવનને મધુમય કરી સકેછે, તે હમણા સમજ્યો. આત્મહત્યાનો સંકલ્પ નાશી ગયો. પાર્થિવ જીવનના ઉપર અનુરાગ પાછો આવ્યો. ત્હેણે આ-

ચુષ્કાલનો રહેલો વખત પરોપકાર વ્રતને માટે ઉત્સર્ગ કર્યો. પછી ભવિષ્યમાં તે પોતાની સત્કીર્ત્તિને માટે વિખ્યાત થયો હતો. પારકાને માટે સ્વાર્થત્યાગનો હાવોજ આનંદ, હાવોજ પ્રભાવ છે!

## નિઃસ્વાર્થ પરોપકાર.

સંપ્રતિ એક બંગાલી ભદ્રલોક કલકત્તાથી ઉત્તર પશ્ચિમ તરફ જવાને માટે ઘોડાની ગાડીમાં હાવડા સ્ટેશનપર જતો હતો. ત્હેની પાસે બે લાખ પંચોતેર હજાર રૂપીઆની નોટો હતી. ગડબડ અને જલદીને લીધે તે નોટ પેટીમાં રાખવાને ભૂલી ગયો હતો; તેથી નોટ બ્હાર્ય રહી ગઇ. ગાડી ચાલતાં ચાલતાં નોટનું બંડલ પડી ગયું. એક વૃદ્ધ ભદ્ર માણસે તે બંડલ પડતું જોઇને ઉચકી લીધું, અને તે નોટ ત્હેના માલેકને પાછી આપવાને માટે ગાડીની પછવાડે દોડયો. જ્યહારે વચમાં એક જગાપર ગાડીની ભિડથી રસ્તો બંધ થવાને લીધે ઉત્તર પશ્ચિમ તરફ જનારની ગાડી ઉભી રહી ત્યહારે પેલા વૃદ્ધે ત્હેની ગાડી પકડીને ત્હેને નોટનું બંડળ આપ્યું. તે પ્હેલાં શું પડી ગયું છે તે અનુમાન કરી સકયો નહિ. પછી નોટનું બંડલ જોયાથી તે ઘણો કૃતજ્ઞતાની સાથે પેલા વૃદ્ધને દસ હજાર રૂપીઆ ઈનામ આપવા લાગ્યો. પરંતુ વૃદ્ધે તે રૂપીઆ લેવાને ના કહી. વારંવાર રૂપીઆ આપવા લાગ્યો પરંતુ કોઈ રીતે વૃદ્ધે રૂપીઆ લીધા નહિં અને

છેલ્લે ઘણી બળજોરીથી રૂપીઆ આપવા ગયો ત્યહારે પેલા વૃદ્ધે કહ્યું "મ્હારા સ્વર્ગીય પિતાના ઘરમાં ધનરત્નની ખોટ નથી!" કોણ જાણે ઉપકૃત મનુષ્ય ભવિષ્યમાં કંઇ પ્રત્યુપકાર કરવાનો યત્ન કરે, હેવું જાણીને પોતાની ઓળખાણ સુદ્ધાં આપી નહિં. બંગાલી ભદ્ર માણસ ફરી એકવાર પેલા સદાશય વૃદ્ધને જોવાને માટે ઘણો ઉત્સુક થયો હતો પણ ત્હેનો કંઈ પત્તો મળ્યો નહિં. પરંતુ ઉપલ્યા બનાવથી ત્હેનું મન એકદમ ફર્યું અને ઇશ્વરના ઉપર ત્હેની દૃઢ ભક્તિનો ઉદ્રેક થયો.

પેલો વૃદ્ધ ખરો ઈશ્વરભક્ત હતો ત્હેમાં કંઇપણ સંદેહ જણાતો નથી. ત્હેની વાત અને વ્યવહારથી સાબેત થાયછે કે તે સાધુતાનેજ સારધન સમજતો હતો. ઈશ્વરપ્રેમનેજ અમૂલ્ય રત્ન જાણતો હતો, તેથીજ તે આમ સ્હજ મલતા પાર્થિવ ધનરત્નને તુચ્છ સમજીને ફેકવાને સમર્થ થયો હતો. આહ કહેવી ઉચ્ચ, કહેવી મધુર વાત "મ્હારા સ્વર્ગીય પિતાના ઘરમાં ધનરત્નની ખોટચ નથી!" વાસ્તવિક જે ઈશ્વરનું ચરણ મેળવવામાં સમર્થ થયોછે, ત્હેને વળી અભાવ શેનો હોય! આ બનાવથી જોવામાં આવેછે કે ખરી સાધુતા અને સદૃષ્ટાંતનો પ્રભાવ ઘણો હોયછે. કદાચ હજારો ઉપદેશપૂર્ણ વાકય સાંભળીને તથા વાંચીને પણ ઉપલ્યા બંગાલી માણસના મનમાં ઈશ્વરભક્તિનો ઉદ્રેક થાત નહિં, પરંતુ આ એક સદૃષ્ટાંતના પ્રભાવથી ત્હેનું ચિત્ત એક પળમાં ફરી ગયું.

---

૫

# સત્યનિષ્ઠા.

## કહેવી અદ્ભુત સત્યનિષ્ઠા !

ચાલીશ વર્ષની પ્હેલાં કલકત્તાની પાસે એક ગામમાં એક આબરૂદાર જમીનદાર રહેતો હતો. હેનું નામ હજીપણ ઘણા માણસો યાદ કરેછે, પરંતુ તે વેળાએ સાંપ્રતકાળની પેઠે ન્યૂસપેપર ઘણાં નિકળતાં નહોતાં. કોઇ માણસે સારૂં કામ કર્યું તો સાંપ્રતકાળની પેઠે ચારે બાજુએ નામ ગાજી રહેતું નહોતું. ત્હેની કીર્ત્તિ હજી પણ ગામડાઓમાં ગવાય છે. તે જમીનદારના ચાર છોકરા હતા. ત્હેમાંથી સર્વથી મ્હોટો છોકરો સબાર્ડિનેટ જડજ થયો હતો. જમીનદારીનો કર વધારવામાં જે કંઇ ઉપાયો પકડવા પડેછે તે ત્હેના છોકરા સારીપેઠે જાણતા હતા. પિતાનો ઘણો સાત્વિક સ્વભાવ જોઇને મ્હોટા છોકરાએ અર્થાત્ મુન્સફે જમીનદારીનો બંદોબસ્ત કરવાનો ભાર પોતે લીધો હતો. થોડા દહાડા પછી પ્રજાની સાથે એક જમીન સંબંધી ઝગડો થયાથી એક મુકદ્દમો ચાલ્યો, એ મુકદ્દમો ચલાવવાને માટે મ્હોટા છોકરાએ કેટલાંક ખોટાં ખતપત્ર બનાવ્યાં. મુકદ્દમો જ્યહારે કોર્ટમાં ચાલવા લાગ્યો ત્યહારે પ્રજાએ પિતાની સાક્ષી માની, અને કહ્યું, એ જો કહે તો હું ઉપલા સર્વ

કરાર કબુલ થઇશ.'' પછી પેલા મુન્સફના પિતાને કોર્ટમાં હાજર થવાને માટે સમન આવ્યો. વૃદ્ધ આગમજથી જાણતો નહોતો. એકદમ સમન આવ્યો છે તે સાંભળીને એકદમ ગભરાઈ ગયો. તે વખતનાં માણસો કોર્ટમાં સાક્ષી આપવાને ઘણાં નાખુશ થતાં હતાં, પરંતુ મુકદ્દમા પ્રજાના પક્ષમાં અનિષ્ટકર જાણીને સત્યની ખાતર સાક્ષી આપવાને જવાનું નક્કી કર્યું. મ્હોટા છોકરાએ પિતાને ઘણું સમજાવીને કહ્યું. "ત્હમે જો ખરી સાક્ષી આપશો તો મ્હને ખોટા દસ્તાવેજને માટે સજા થશે.'' પિતાએ ત્હેના ઉપર લક્ષ આપ્યું નહિ. અને બોલ્યો, "હું મ્હારા ઘરમાં અસત્યને પ્રશ્રય આપીશ નહિં.'' બાળક શું કરે, પિતા કોર્ટમાં હાજર થશેજ તે જોઇને ન્યાયાધીશની સાથે એ વિષયમાં સલાહ કરી. ત્હેને આબરૂદાર ન્યાયાધીશ પણ જાણતો હતો. પછી વૃદ્ધ જમીનદાર કોર્ટમાં ગયો. ન્યાયાધિશે પૂછયું. "કેમ, ત્હમારા છોકરાએ આ પ્રજાની વિરૂદ્ધમાં ફરિયાદી કરીછે તે શું ખરી છે?'' વૃદ્ધે અમ્લાન વદનથી જવાબ આપ્યો "હું ત્હેને સત્ય જાણતો નથી. રાંમકમલે શું કર્યું છે તે હું સમજતો નથી. હું જેટલું જાણુંછું ત્હેના ઉપરથી કહી સકુંછું કે એ સર્વ ખોટું બનાવ્યું છે.'' ન્યાયાધીશે કહ્યું "તે શું? બરાબર વિચાર કરીને કહો, ત્હમે ખોટું કહેશો તો ત્હમારા છોકરાનું વિશેષ અનિષ્ટ થશે.'' વૃદ્ધે જવાબ આપ્યો. "શું મ્હારા છોકરાનું નુકસાન

થશે! હેને માટે શું હું ધર્મનો નાશ કરૂં?" ન્યાયાધીશ તેથી અજાયબ થયો. પ્રજા ઘણી ખુશી થઇ કોર્ટમાંનાં સઘળાં માણસો સ્તંભિત થયાં! વૃદ્ધના આ વાક્યથી સર્વેના મન અપૂર્વભાવથી મગ્ન થયાં. છોકરો નીચું માથું કરીને ઉભો રહ્યો; ન્યાયાધીશે જોયું તો ફરિયાદી તદ્દન ખોટી છે. વૃદ્ધની સાધુતાથી મોહિત થઇને ત્હેણે મુકદ્દમો કાઢી નાંખ્યો.

આ વૃદ્ધના પ્રમાણે સત્યાનુરાગ નહિ થયાથી ખરૂં ધાર્મિક થઇ સકાતું નથી, તે સર્વ માનશે. સત્યના ઉપર જ્વલંત અનુરાગ નહિં હોવાથી ધર્માનુષ્ઠાન પ્રાણવગરનું થઇ જાય, જે ધર્મ પૈસાથી, પુત્રથી પણ પ્રિયછે, તે હાના જેવા સાધુ દેખાડી ગયાછે. આપણી સામે હેવાં ઘણાં સાધુ દૃષ્ટાંત આવેછે અને ઘણાં જાયછે પરંતુ આપણે જડ થઇ રહ્યા છિયે—ક્યહારે આપણે સત્ય ને ધર્મને પ્રાણ કરતાં પ્રિય જાણીશું?

## નિશંખની સત્યપ્રિયતા.

શંખ અને નિશંખ નામના બે ભાઇઓ હતા, તેઓ તાપસ ધર્મે અવલંબન કરીને તપશ્ચર્યામાં લાગ્યા હતા. બે ભાઇ અતિ નિર્જન તથા અતિ મનોહર જગાપર બેશીને યોગ સાધતા હતા. પણ બંને થોડે છેટે એક નદીને એકેક—કાંઠે રહેતા હતા. ત્યહાં કોઇપણ માણસ વ-

સતું નહોતું. ફક્ત પ્રકૃતિજ તેમનો સોબતી હતી. ત્ય્હાં વિલાસ સામગ્રીમાં ફુલ્લપત્ર હતાં. ત્ય્હાં ગાયનનાં વાજાંનો અભાવ હતો ખરો પરંતુ પક્ષીઓ અને ઝરણાં તે અભાવને પૂર્ણ કરતાં હતાં 'ખોરાકમાં કુદરતનાં ફળ મૂળાદિ હતાં. એ સર્વ સામગ્રી લઇને તેઓ પોતાનું પેટ ભરીને રાત્રદિવસ પરબ્રહ્મના ધ્યાનમાં ગાળતા હતા. કેટલાએક દિવસ પછી એક દહાડે નાહાનો ભાઇ નિશંખ મ્હોટા ભાઇને મળવાના ઇરાદાથી ત્હેના આશ્રમમાં ગયો. આશ્રમમાં જઇને જુએછે તો મ્હોટો ભાઇ આશ્રમમાં નહોતો, ઘણા વખત સુધી ત્હેની વાટ જોતો બેઠો; પરંતુ ભાઇ આવ્યો નહિં, અને સાંજ પડી ગઈ હતી અને ભૂખ ઘણી કકડીને લાગી હતી. તપસ્વીના આશ્રમમાં ખોરાક નહોતો. માનવ સ્વભાવ જ્યારે જેનો અભાવ જાણેછે ત્ય્હારેજ તે મેળવવાને આતુર થઇને શોધવામાં પ્રવૃત્ત થાયછે. નિશંખને ભાઇના આશ્રમમાં કંઇ ખાવાની વસ્તુ નહિં જડયાથી પાસેના એક આશ્રમના ઝાડ ઉપર ઘણાં સુંદર પાકેલાં ફળ જોયાં. ભાઇનો આશ્રમ સમજીને ભૂખ્યા નિશંખે ન્યાય અન્યાયનો વિચાર નહિં કરતાં તે ફળ પાડીને ખાધાં. થોડીવાર પછી શંખ પોતાના આશ્રમમાં આવીને જુએછે તો ન્હાનો ભાઇ પોતાના આશ્રમમાં બેઠો છે! ત્હેની સાથે મંગલામંગળ વાતચીત થવા લાગી, ત્ય્હાર પછી ખાવાની વાત નિકળી, ત્ય્હારે નિશંખે કહ્યું

"ભાઇ ! મ્હને ઘણી ભુખ લાગી હતી, તે વેળાએ આ-પ્રના આશ્રમના ઝાડ ઉપર પાક્કાં ફલ જોયાં તે મ્હેં પાડીને ખાધાં." શંખ તે સાંભળીને બોલ્યો "નિશંખ! પારકાની વસ્તુ ત્હેની પાસેથી નહિં માગતાં લેવી એ ચોરી થાય, એટલા માટે તેં નહિં કહેતાં જે ફલ ખાધાં છે એ ત્હારી ચોરીનો અપરાધ થયો છે. કાયદાથી ઉ-લટું અથવા સમાજના નિયમથી ઉલટું કંઈ કામ કર્યા, થી જે કોઈ રાજાનો અથવા સમાજનો અપરાધી થાય તેને ઉચિત છે કે રાજદ્વારમાં જઇને પોતાનો અપરાધ રાજાને જણાવીને સજા ગ્રહણ કરવી. તે માટે હે નિશંખ ત્હને કહ્યું છે કે તેં કાયદાવિરૂદ્ધ કામ કર્યુંછે એટલામાટે તું હમણાં રાજદ્વારમાં જઇને હેની સજા ભોગવ." ઉપરનાં વચન સાંભળીને નિશંખનું મન પણ આત્મગ્લાનિ અને અનુતાપથી બળવા લાગ્યું અને તરત દોડતો રાજદ્વારે જઈને પોતાનો અપરાધ જણા-વીને સજા ભોગવવાનું કહ્યું, રાજાએ ત્હેનો પરિચય લ-ઇને ત્હેને ક્ષમા કરી! હેવા સાધુને સજા આપતાં કોનું અંતર વ્યથિત નહિં થાય? પરંતુ તપસ્વીએ કોઇ રીતે રાજાની વાત માની નહિં. ત્ચ્હારે ત્હેને સારી પેઠે સમ-જાવીને કહ્યું "કાયદામાં હેવું છે કે કોઈ અપરાધી પો-તાનો અપરાધ પોતાની મેળે માને તો ત્હેને મૂકી દેવો-હેવી રાજાને સત્તા છે, હું તે કાયદાને અને તે સત્તાને લીધે આપનો માફ કરૂંછું, આપ આશ્રમમાં જઇને તપ-

શ્ચર્યામાં પ્રવૃત્ત થાઓ". પરંતુ કોઇરીતે તપસ્વીનું મન માન્યું નહિં. ત્હેણે બે હાથ જોડીને કહ્યું, "મહારાજ! હું અપરાધી છું, મ્હારા અપરાધની જે સજા કાયદામાં હોય તે મ્હને નહિં આપશો તો હું આશ્રમમાં જનાર નથી." રાજા શું કરે? નિરૂપાય થયો. ત્યહારે કાયદો ઘણો ખરાબ હતો, જે ચોરી કરે ત્હેના હાથ કાપી નાંખવા. રાજાએ ઘણું સમજાવ્યા છતાં નિશંખ સમજ્યો નહિં. ત્યહારે કાયદા પ્રમાણે નિશંખના હાથ કાપવાનો હુકમ આપ્યો ને નિશંખના હાથ કાપી નખાવ્યા. તે વેળાએ નિશંખ પરમાનંદિત થઈને અપરાધની યોગ્ય સજા થઈછે તે ભાઈને જણાવવાને માટે શંખના આશ્રમ તરફ ચાલ્યો. આ સત્યાનુરાગનું ઉજ્વલ દૃષ્ટાંત છે. ધન્ય નિશંખ અને હજારોવાર ધન્ય શંખને.



૬

# ન્યાય.

## ફ્રેડરિક બાદશાહનો ન્યાય.

પ્રુસિયાના "મહત્" ઉપાધિ પ્રાપ્ત ફ્રેડરિક બાદશાહે પોતાની રાજધાની થોડે છેટે એક બગીચો બનાવવાનો સંકલ્પ કર્યો હતો. જ્યહારે સઘળો બંદોબસ્ત નક્કી થઇ ગયો ત્યહારે સાંભળ્યું કે એક ખેડુતનું એક દળવાનું કારખાનું ત્હેની અંદર પડયાથી બગીચો સમચોરસ થઇ સકશે નહિં. ઘણા રૂપિયા આપવા છતાં ખેડુત પોતાનું ઘંટીનું કારખાનું ઉપાડવા ઇચ્છતો નથી. એ સાંભળ્યાથી બાદશાહે ખેડુતને બોલાવી મંગાવ્યો. જ્યહારે ખેડુત આવ્યો ત્યહારે બાદશાહે પૂછયું "ત્હને આટલા રૂપિયા આપવા છતાં તું તે મકાન કેમ છોડતો નથી?" ખેડુતે જવાબ આપ્યો "એ મ્હારા બાપદાદાનું ઘર છે એ જગાપર મ્હારા પિતાએ મ્હારૂં રક્ષણ કર્યું છે અને તે જગાપર મ્હારો પિતા મરી ગયો છે અને ત્યહાં મ્હારાં છોકરાંનો જન્મ થયો છે, તેથી હું ત્હેને વેચવા ઇચ્છતો નથી." બાદશાહે કહ્યું "હું ત્યહાં મ્હારો મ્હેલ બનાવવા ઈચ્છું છું." ખેડુતે જવાબ આપ્યો "મહારાજ જણાયછે કે ત્હમે વિસરી ગયા છો કે તે મ્હારૂં ઘર મ્હારો મ્હેલ છે." બાદશાહે કહ્યું "ત્હમે જો તે વેચશો નહિં

તો હું તે છિનવી લઇશ." ખેડુતે કહ્યું "નહિં છિનવી સકશો, કારણકે બર્લિનમાં ન્યાયની કોર્ટ છે." આ સાં ભળીને બાદશાહે ઘર ઉપર હાથ નાંખ્યો નહિં. ત્હેણે વિચાર કર્યો કે રાજા કાયદો બનાવી સકેછે પણ કાયદો તોડી સકતો નથી. ખેડુતનું પેલું કારખાનું હજીસુધી બાદશાહના બગીચામાં છે.

## મીનલદેવીનો ન્યાય.

સિદ્ધરાજ જયસિંહની મા મીનલદેવી ધોળકામાં એક તળાવ બનાવતી હતી. એ તળાવની પૂર્વ તરફ એક વેશ્યાનું ઘર હતું. તે ઘર હોવાને લીધે તે તળાવ સમચોરસ થતું નહોતું. મીનલદેવીએ ત્હેને ત્હેની ઘણી કીંમત આપવા માંગી પરંતુ તે વેશ્યા કોઇ રીતે ઘર આપવા રાજી થઇ નહિં. રાંડે મનમાં વિચાર કર્યો હતો કે તળાવ થયાથી જેમ રાણીનું નામ થઇ જશે ત્હેમ હું તે તળાવ ખણવામાં હરકત નાંખીશ તો મ્હારૂં પણ નામ ત્હેનાથી પ્રખ્યાત યશે. હેવો વિચાર કરીને ત્હેણે વેચવા ધાર્યું નહિં. તેથી રાણીએ કંઇપણ બલજોરી કરી નહિં. તે ઘર ત્ય્હાંજ રહ્યું. તે તળાવનું નામ મીલનદેવીનું તળાવ એ નામથી પ્રખ્યાત થયું. આજ પણ મીલન તળાવની પૂર્વ તરફ ખાંચો રહેલો જોવામાં આવેછે. ત્ય્હારથી ગૂજરાતમાં એક કહેવત ચાલતી આવેછે કે "ન્યાય ધર્મ જોવા ઇચ્છતા હો તો મીનલદેવીનું તળાવ જુઓ.

# અકબરશાહની ઉદારતા.

અકબરશાહની પોતાની માના ઉપર ઘણી પ્રબલ ભક્તિ હતી. એક વખત ત્હેની મા પાલખીમાં બેશીને લાહોરથી આગ્રે જતી હતી. ત્ય્હારે અકબરે અને અકબરને જોઈને બીજા મ્હોટા મ્હોટા અમીરોએ પોતાને ખાંધે પાલખી લઈને નદી પાર કરી હતી. અકબરની મા અકબરને જે કરવા કહેતી હતી તે અકબર તરત કરતો હતો. અકબર શાહે ફક્ત માની એક આજ્ઞા પાળી નહોતી. અકબર-શાહની માને ખબર મળી હતી કે પોરટુગીજ ખલાસી-ઓએ એક મુસલમાનનું વ્હાણ લૂટી લીધું અને ત્હેમાંથી એક કુરાન મળ્યું હતું, તેઓએ કુરાનને એક કૂતરાના ગળામાં બાંધીને વગાડતાં વગાડતાં અર્મજ શેહેરમાં કૂ-તરાને ફેરવ્યો હતો. આ ખબર સાંભળીને બાદશાહની માએ અકબરને કહ્યું કે "એક બાઇબલ ગધેડાના ગળા-માં બાંધીને આગ્રા શેહેરમાં ફેરવ." બાદશાહે ત્હેના જવાબમાં કહ્યું "જે કામ પોર્ટુગલના રહેવાસીઓને નિંદ્ય છે તે કામ એક બાદશાહને ઘણું ગર્હિત છે. ત્હેમાં સંદેહ નથી, કોઇ ધર્મના ઉપર ધિક્કાર દેખાડયાથી ઈશ્વ-રના ઉપર ધિક્કાર દેખાડવા જેવું થાયછે. એટલામાટે હું કદી એક ન બોલનાર ગ્રંથના ઉપર બદલો લેવાની ઈચ્છા કરી સકતો નથી."

## સમાપ્ત.